શ્રીકૃષ્ણાયનમ:

શ્રીમદાચાર્ય ચરણ કમલેભ્યોનમ: ॥

# પુષ્ટિ પથ દર્શિકા


લેખક.

તુલસીદાસ લલ્લુભાઇ શાહ

મંત્રી પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય, ધંધુકા



પ્રકાશક:

પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય, ધંધુકા તરફથી

તુલસીદાસ લલ્લુભાઇ





શ્રીવલ્લભાબ્દ ૪૪૭ } સંવત ૧૯૮૨ } | આવૃત્તિ ૧ લી | પ્રત ૨૦૦૦



ચૈત્ર વ. ૧૧ મૂલ્ય ૦-૨-૬ પોષ્ટેજ જુદું.

# પ્રસ્તાવના

હાલ જનસમાજમાં રાજપ્રકરણી બાબતની વાત વધારે ચાલે છે. અમુક બાબતમાં જનસમાજ ઘણી અધમ દશાએ પહોંચ્યા પછી કુદરત આપોઆપ જનસમાજના અંતઃકરણમાં તે બાબતનું બળ પ્રકટ કરે છે અને તે મળતાં અતિ પ્રબળપણાથી જ્યારે જનસમાજ મદોન્મત્ત થાય છે ત્યારે પાછું તેની વિરૂદ્ધ બીજું એટલે અધમતા શરૂ થાય છે. એમ દરરોજ કંઇક નવીન નવીન ફેરફારો જનસમાજમાં થયાજ કરે છે

જેમ રાજપ્રકરણી બાબતનું છે તેમજ લૌકિક વ્યવહારાદિકમાં પણ છે. એ પ્રમાણે લૌકિક વ્યવહારમાં ઊથલ પાથલ થયા કરે છે એટલુંજ નહીં પણ પોતાના આત્માના કલ્યાણના માર્ગ શોધવામાં પણ નવીન નવીન ફેરફાર થયાજ કરે છે.

કેટલાક યુવકો નવીન ફેરફારને " સુધારો " એ નામથી ઓળખે છે, પણ ફેરફાર એ સુધારો નથી. ફેરફારમાં ક્વચિત સુધારો પણ હોય અને બગાડો પણ હોય. જે કાળને આધીન ફેરફાર થયા કરે છે અને માણસના મનને ચકડોળે ચડાવે છે તેને ચાહે તો બગાડો કહો કે ચાહે તો સુધારો કહો. પરંતુ તે આત્માની ઉન્નતિનો જ વિચારતાં તો સર્વથા બગાડોજ છે.

જે ત્રણે કાળમાં અબાધિત અને જે સર્વદા સરખી રીતે સુખદાયી અને આત્મ

તેજ વાસ્તવિક સુધારો છે. તેવા સુધારાની શોધમાં કાંઈ જીજ્ઞાસા થાય એ ખરા અભ્યુદયની નિશાની છે.

આવો સુધારો તે કાળાંતરમાં પણ અચળ છે, જેમાં ફેરફારને સ્થાન નથી, જે અતિ શુદ્ધ છે, કાળની અસર જેના પર લાગતી નથી તેવો સુધારો તે કયો ? આવી જીજ્ઞાસા જેના હૃદયમાં ઉત્પન્ન થાય તેને માટે આ "સૂચક પ્રસંગાવલી" યાને "પુષ્ટિપથદર્શિકા" લખવામાં આવી છે.

---

# અનુક્રમણિકા

## પ્રસંગ ૨ જો

# પુષ્ટિ પથ દર્શિકા

## દિવસ પહેલો

એક વખતે મે વેકેશનમાં પ્રભુદાસ પોતાના સગાને ત્યાં નડીઆદ ગયો હતો, ત્યાં પ્રેમદાસ નામે એક ૧૮-૨૦ વર્ષનો યુવક બી. એ. વર્ગનો વિદ્યાભ્યાસ કરતો હતો. તેણે હાલ તો સરકારી કૉલેજનો ઉંચો અભ્યાસ કરેલો હતો, છતાં ધર્મની બાબતમાં પણ તે ઘણો ઉંડો ઉતરેલો હતો. એને ધર્મની આજ્ઞાઓનું પાલન સારી રીતે કરતો જોઇ આ પ્રભુદાસને ઘણું આશ્ચર્ય લાગ્યું. પ્રભુદાસ જોકે પરંપરાથી વૈષ્ણવધર્મમાં હતો, પરંતુ તે એમ માનતો હતો, કે વૈષ્ણવમાર્ગમાં ધર્મનું ઉંચુ સ્થાન નથી. મોજશોખી પ્રજાને વહાલું લાગે તેવું બધું શ્રીવલ્લભાચાર્યજીએ પોતાના ધર્મમાં દાખલ કરી, પૈસાદાર વર્ગને પોતાના ધર્મમાં લીધા છે, અને પ્રભુની સેવાને બહાને મોજશોખ ઉડાવવો એ વૈષ્ણવમાર્ગનો ઉદ્દેશ હોય એવું તે માનતો હતો. આ પ્રેમદાસની જોડે હંમેશા પ્રભુદાસ બહાર ફરવા જતો, તેની સાથેની કેટલીક વાતચીતમાં પ્રભુદાસને જણાયું કે પ્રેમદાસ

એટલો બધો સાદો અને વૈરાગ્યવાન છે, છતાં વૈષ્ણવ માર્ગમાં બહુ પ્રીતિવાળો છે, એટલુંજ નહિ, પરંતુ વાર વાર વૈષ્ણવમાર્ગની શ્રેષ્ઠતા જણાવે છે, આનું શું કારણ? માટે તેની પાસેથી પ્રશ્નોત્તરદ્વારા વૈષ્ણવમાર્ગમાં સારૂં શું છે? તે જાણવું, એવો નિશ્ચય કરી બીજે દિવસે બહાર ફરવા જવાના વખતે આ વાત કાઢવા તેણે નિશ્ચય કર્યો.

બીજે દિવસે સાંજે બહાર ફરવા ગયા, ત્યારે એક સારી જગા જોઈ ત્યાં વિશ્રાંતિ લેવા બેઠા. પ્રભુદાસે પ્રેમદાસને કહ્યું, આપના કેટલાક દિવસના સમાગમથી મને કેટલીક શંકાનું સમાધાન આપનાથી થવા માટે જીજ્ઞાસા થઈ છે. માટે આપ મને સમજ પડે તેવી સહેલી ભાષામાં સમજાવવા કૃપા કરશો. પ્રેમદાસે તે વાત ઘણાજ હર્ષપૂર્વક સ્વીકારી, અને કહ્યું, મને તમે જે પ્રશ્ન કરશો તેનું સમાધાન કરવામાં મારી શક્તિ હશે તે પ્રમાણે હું શંકા-સમાધાન માટે પ્રયત્ન કરીશ. અને તે માટે અત્રે પાંચ દિવસ વધારે રહેવું પડશે, તો રહીશ. કારણ, તમે પણ સરળ સ્વભાવના છો, જેથી તમારી સાથે રહેવામાં મને કોઈ જાતનો સંકોચ આવતો નથી. માટે ખુશીથી જે શંકા હોય તે એકે એકે કહો.

પ્રભુદાસ—તમે આટલો બધો અંગ્રેજી અભ્યાસ કર્યો છે, ઘણું અવલોકન કરેલું છે, છતાં તમને વૈષ્ણવ સં-

પ્રદાયમાં એવું શું સારૂં લાગ્યું છે કે તમે **શ્રી** વલ્લભાચાર્યજીનાં અને પુષ્ટિમાર્ગનાં વખાણ કરો છો? આ પ્રશ્ન મારા મનનો વિષય થઇ પડયો છે.

પ્રેમદાસ—દુનીઆમાં જે જે કાંઇ સારૂં ગણાય છે, સારામાં સારૂં ગણાય છે, તે સર્વ આ પુષ્ટિમાર્ગમાં છે. માટેજ હું આ પુષ્ટિમાર્ગને વખાણું છું, અને તે માર્ગના પ્રવર્તક શ્રીવલ્લભાચાર્યજીને હું પૂર્ણ પૂજ્યભાવથી અત્યંત પ્રેમપૂર્વક નમન કરૂં છું.

પ્રભુદાસ—તમને પુષ્ટિમાર્ગમાં બધુંજ સારૂં જણાતું હશે, પરંતુ મને તો કશું સારૂં જણાતું નથી. મંદિરમાં દર્શનની અનેક પ્રકારની ધમાલ, અને રાધાકૃષ્ણના વિહાર ગાઇ કંઇનું માધુર્ય બીજાને જણાવવું, એનેજ સારૂં માનતા હો તો ભલે. વળી મંદિરના મુખ્યાજી કે મહારાજો તરફથી પ્રસાદ તરીકે મળતી મીઠાઇ કે પાનબીડાં વગેરે ખાવાપીવાની ચીજોને સારી ગણતા હો તો ભલે, આ સિવાય બીજું શું સારૂં છે, તે મને કહેવા કૃપા કરશો. કારણ મને તો કાંઇજ સારૂં લાગતું નથી.

પ્રેમદાસ—તમે પોતે તમારા મનથી સારૂં કોને કહો છો તે કહો. ત્યારપછી તે તે સારૂં બધું પુષ્ટિમાર્ગમાં છે, તેની ખાત્રી તમને કરી આપીશ—એટલુંજ

નહિ, પરંતુ તમને પુષ્ટિમાર્ગીય ગણાતા મંદિરમાં બધું નઠારૂંજ લાગે છે, તેમાં પણ કાંઈ સારૂં છે કે બધું નઠારૂંજ છે, તે સંબંધી તમે પોતેજ વિચાર કરી શકશો, અને કેટલું ખરું છે, અને કેટલો કચરો છે તે પણ સમજાશે.

પ્રભુદાસ—મેં ગુજરાતી વાંચનમાળામાં ધર્મ માટે વાંચેલ છે. તેમાં લખેલ છે, કે ધર્મના મુખ્ય ચાર પાયા છે. દયા, સત્ય, વૈરાગ્ય અને જ્ઞાન; તેમજ અધર્મના મુખ્ય ચાર પાયા છે.–ક્રૂરતા, જુઠ, અજ્ઞાન, લોભ. તો ધર્મનાં ચાર પગથીઆં પુષ્ટિમાર્ગમાં શી રીતે છે, તે સમજાવો. પ્રથમ તો વૈરાગ્યનોજ લગારે અંશ હોય, એમ જણાતું નથી. તેમજ જ્ઞાન પણ હોય એમ મને જણાતું નથી.

પ્રેમદાસ—તમે વૈરાગ્યની વ્યાખ્યા કહો.

પ્રભુદાસ—આ જગતની વસ્તુમાં પ્રીતિ વિનાના થવું તેને વૈરાગ્ય કહે છે.

પ્રેમદાસ—બહુ સારૂં. આ જગતની વસ્તુમાં પ્રીતિ ન રાખવી એ તો બરાબર કહ્યું, પરંતુ હું વિશેષ પૂછું છું કે અંતઃકરણમાં રહેલા પ્રેમને આ જગતની વસ્તુમાંથી ખસેડી તમે કયાં લગાડવાનું કહો છો?

પ્રભુદાસ—તે પ્રેમ તો ફક્ત આ જગતના કરનાર પ્રભુમાંજ જોડવો જોઇએ.

પ્રેમદાસ—જગતના કરનાર પ્રભુમાં પ્રેમ શી રીતે જોડવો ?

પ્રભુદાસ—તમારો આ સવાલ તો નવાઇનો છે. જગતની વસ્તુમાંથી પ્રેમ કાઢી નાખ્યો, એટલે આપોઆપ તે પ્રેમ પ્રભુમાંજ જોડાશે, એમાં વળી કોઈ રીતનો ખપ પડતો હશે, એમ હું ધારતો નથી.

પ્રેમદાસ—જગતની વસ્તુમાંથી પ્રેમ શી રીતે કાઢવો, એ માટે તમે શું ધારો છો ?

પ્રભુદાસ—એમાં શું ધારવાનું છે? આપણો નિશ્ચય થયો કે જગતની વસ્તુઓમાંથી પ્રેમ કાઢી નાખવો છે, એટલે એ વસ્તુમાં લગારે લાગણી ન રહેજ, તે માટે મનનો નિશ્ચયજ મોટી વાત છે. નિશ્ચય થયો કે તરત તે વસ્તુમાંથી પ્રેમ નીકળી જાય છે.

પ્રેમદાસ—ઠીક, તમે જાણો છો કે જગતની વસ્તુમાંથી પ્રેમ કાઢી નાખવો એ ઘણું સારૂં છે. હવે હું એટલુંજ કહું છું કે તમને હાલ વહાલી જે ચીજો છે, તેમાંથી તમે આવતી કાલે આપણે બહાર ફરવા જઇએ, ત્યાં સુધીમાં શેના શેના ઉપરથી પ્રેમ કાઢી નાખો છો, તે મનમાં નિશ્ચય કરી જણાવશો એવી આશા રાખું છું.



## દિવસ બીજો

પ્રેમદાસ—કેમ પ્રભુદાસ, તમને ગઇ કાલે જે નક્કી કરવા કહેલ છે તે સાંભરે છે કે? અને આજે તે માટે કાંઇ નિશ્ચય કરેલો હોય તો તે જણાવશો કે?

પ્રભુદાસ—મારે ખપની કોઇ વસ્તુનો મારાથી ત્યાગ થઇ શકે એવી મારા મનની સ્થિતિ હાલ તો નથી. તે માટે મારાથી કાંઇ નિશ્ચય થઇ શકે તેમ નથી.

પ્રેમદાસ—ઠીક, તમે આવોજ જવાબ દેશો એવું હું પ્રથમથીજ ધારતો હતો, અને આપણે જોઇએ છીએ, કે જનસમુહનો લગભગ બધો ભાગ એમજ ધારે છે. કવચિતજ કોઇ વિરલો માણસ જગતની વસ્તુમાંથી પ્રેમ કાઢી નાખી શકે છે. વળી આ વસ્તુમાંથી પ્રેમ કાઢી નાખવો એમ મોઢેથી બોલવાથી પ્રેમ કઢાતો નથી. પ્રેમ કાઢી નાખવો એ સારૂં છે એ ઘણા માણસો જાણે છે, પણ ખરી રીતે પ્રેમ કાઢી નાખવો, એવું મનનું ઘડતર થવું એજ બહુ કઠણ છે. આ વસ્તુઓમાં મન ઘણાજ લાંબા કાળથી એટલું બધું રમેલું છે, કે તે વસ્તુઓમાંથી પ્રેમનો ત્યાગ કરવો એ તેનાથી બની શકતું નથી. માટે આ વસ્તુઓમાં મનનો જોડાએલો પ્રેમ શી રીતે

ઓછો થતો થતો તદ્દન નીકળી જાય તે બાબત જેવી શ્રીવલ્લભાચાર્યજીએ સમજાવી છે, તેવી બીજા કોઈ આચાર્ય તરફથી સંપૂર્ણ રીતે સમજાવવામાં આવી નથી.

આ બાબત જ્યારે તમારા સમજવામાં આવશે ત્યારેજ તમારી ખાત્રી થશે, કે બીજા આચાર્યોના પ્રગટ કરેલા માર્ગ જેટલા કલ્યાણ કર્તા છે, તે કરતાં શ્રીવલ્લભાચાર્યજીનો પ્રગટ કરેલ પુષ્ટિમાર્ગ ઘણો અધિક કલ્યાણ કર્તા છે.

પ્રભુદાસ—જગતના પદાર્થમાંથી પ્રેમ ઓછો થતો જાય, તે બાબત શ્રીવલ્લભાચાર્યજીએ શી રીતે સમજાવી છે તે વિષે મને સમજ પાડો. હું તો આજદિન સુધી એમજ માનું છું કે જગતની વસ્તુમાંથી પ્રેમ ઓછો થવાનું તો કશું બતાવ્યું નથી, પણ તે વસ્તુઓમાં લદબદ થઇ જવા માટેજ પુષ્ટિમાર્ગ છે.

પ્રેમદાસ—તમને એકલાનેજ આવો ભ્રમ થાય છે, એમ નહિ, પણ તેમાં ઉંડા ઉતર્યા વિના આ વૈષ્ણવ માર્ગમાં રહ્યા છતાં ઘણાને આવો ભ્રમ થાય છે. તમારો તે ભ્રમ હું મારા બનતા પ્રયત્ને દૂર કરીશ એમ હું ધારૂં છું. કહો વારૂં, તમે નિશાળમાં ગુજરાતી સાત ધોરણ ભણ્યા છો. બાળવર્ગમાં અને પહેલા બીજા ધોરણમાં કિન્ડરગાર્ટનની બાબત ચાલે છે, તે સંબંધી તમે કાંઇ જાણો છો?

પ્રભુદાસ—હા ; કિન્ડરગાર્ટનના ઉદ્યોગો અને તે સંબંધી ગીતો આ વર્ગમાં શિક્ષક કરાવે છે ખરા.

પ્રેમદાસ—કિન્ડરગાર્ટનનો અર્થ શું ? અને તેવા ઉદ્યોગો આ વર્ગમાં દાખલ કરવાનું શું કારણ તે સમજાવી શકશો ?

પ્રભુદાસ—હું તો આ બાબત કાંઇ વિશેષ જાણતો નથી. પરંતુ ગામના કેટલાક માણસો એમ કહે છે કે, આતો સરકારે મફતનું લફરૂં ખોસેલું છે. પરંતુ શિક્ષકો તેમને સમજાવે છે, કે નાનાં બાળકો ઝાઝો વખત અભ્યાસ કરી શકે નહિ, કંટાળી જાય, માટે વચમાં ગમત મળતી જાય તો અભ્યાસ કરતાં કંટાળો ન આવે, માટે આ ગાયન અને રમતો છે : મને પણ તે વાજબી લાગે છે.

પ્રેમદાસ—બાળકને ખાલી ગમત ખાતરજ આ રમતો નથી, પણ તે બાળકના જ્ઞાનમાં વધારો કરનાર છે. ખરી રીતે તો બાળક જન્મે ત્યારથીજ જ્ઞાન પ્રાપ્ત કરે છે; એટલુંજ નહિ પણ ગર્ભમાં હોય ત્યારથી નવું જ્ઞાન તે પ્રાપ્ત કરે છે. આ બાબત એકદમ સમજાય એવી નથી. માટે તે સંબંધી હું હાલ તમારી ખાત્રી કરી દેવા માગતો નથી, પરંતુ કિન્ડરગાર્ટન ઉદ્યોગોથી વિદ્યાભ્યાસમાં શી રીતે વધારો થાય છે, તે આવતી કાલે સમજાવીશ.

## દિવસ ત્રીજો

પ્રભુદાસ—આપે મને ગઈ કાલે કહ્યું હતું, કે કિન્ડરગાર્ટન ઉદ્યોગોથી શી રીતે વિદ્યાભ્યાસમાં વધારો થાય છે, તે આવતી કાલે સમજાવીશ, તો આજે તે બાબત સમજાવો.

પ્રેમદાસ—વિદ્યાભ્યાસ એટલે શું ?

પ્રભુદાસ—આંક શીખવા, પછી હિસાબ કરવાની રીત શીખવી, કક્કો બારાક્ષરી શીખી ચોપડી વાંચતાં શીખવી, પછી ગણિત, ઇતિહાસ, ભૂગોળ જેવા વિષય જાણવા, એ વિદ્યાભ્યાસ કહેવાય, એ તો સર્વ કોઇ જાણે છે.

પ્રેમદાસ—તમે કહ્યું કે આંક શીખવા, ચોપડી વાંચતાં શીખવી, એ વિદ્યાભ્યાસ કહેવાય; પરંતુ તેજ કાંઈ વિદ્યાભ્યાસ નથી. પરંતુ ખરી રીતે તો વિદ્યા મેળવવાનાં સાધન છે. રોટલી વણવામાં વેલણ, તાસક અને તાવડીની જેમ જરૂર પડે છે તેમજ આંકનું જ્ઞાન તથા લખવા વાંચવાનું જ્ઞાન પણ વિદ્યાભ્યાસ કરવાના સાધન રૂપ છે. રોટલી વણવામાં લોટ, પાણી તેનાં સાધન નહીં પણ અંગ છે.

પ્રભુદાસ—ત્યારે વિદ્યાભ્યાસના અંગ સંબંધી મને કાંઇક સમજણ આપો તો સારૂં.

પ્રેમદાસ—તમારો ભાઇ નારાયણદાસ છઠું ધોરણ ભણે છે ને તે કલાસમાં પહેલું નામ રાખે છે, તમારા કાકાનો દીકરો તેજ કલાસમાં છે, અને છેલ્લું નામ રાખે છે, તેનું શું કારણ? બન્નેને ભણાવનાર એકજ માસ્તર છે, તેમજ તમે બધા ઘરમાં પણ ભેગા રહો છો, જેથી બંનેને ઘેર પણ એકજ જાતનાં માણસોનો સમાગમ છે. છતાં ફેર કેમ છે?

પ્રભુદાસ—નારાયણદાસમાં અક્કલ વધારે છે, જેથી માસ્તર જે શીખવે છે તે એકદમ સમજી જાય છે અને રતિલાલ બરાબર સમજતો નથી, જેથી તે છેલ્લો નંબર રાખે છે.

પ્રેમદાસ—તમારા બોલવાનો ભાવાર્થ એવો છે કે નારાયણમાં અક્કલ વધારે છે અને રતિલાલમાં અક્કલ ઓછી છે, માટે તે વિદ્યાભ્યાસ બરોબર કરી શકતો નથી, ઠીક. હવે જો આંકનું જ્ઞાન અને લખવા વાંચવાનું જ્ઞાન એ જો જાતેજ વિદ્યાભ્યાસ ગણાતો હોય તો તે તો બંનેમાં સરખું છે, પરંતુ આંકડા જુદી બાબત છે અને આંકડા માંડી જે કાંઈ નવું શીખવું છે તે જુદી બાબત છે. દરેક દેશમાં આંકડા કે અક્ષર કાંઈ એક જાતના હોતા નથી; વળી આંકડા અને અક્ષરનું જ્ઞાન બીલકુલ ન હોય તો

પણ શિવાજી જેવા ઘણી બુદ્ધિવાળા મહાન પુરૂ-
ષોની ગણનામાં ગણાયા છે. તેમણે જે બાબતમાં
નામના મેળવી તે સંબંધી વિદ્યાભ્યાસ કરી અનુભવ
મેળવવાની તો તેમને જરૂર પડી હશેજ. માણસ
કોઇ પણ જાતના વિદ્યાભ્યાસમાં વધારે કાળજી
રાખી કામ કરે તેમ તેમાં વધારે બારીક રીતે ઉંડો
ઉતરી તે વિષયનું જ્ઞાન મેળવવા શક્તિમાન થાય.
એવી રીતની કોઇ પણ બાબતમાં વધારે ઉંડા ઉ-
તરવાની મનની લાગણી હોય તેમ તેના મનના
ઉંડા ઉતરવાની શક્તિ વધે છે–તેવી શક્તિનું નામજ
અક્કલ છે.

હવે તમને સમજાયું હશે કે અક્કલ વધવામાં કાંઈ
અંક જ્ઞાન અને લેખન વાંચન જ્ઞાનજ મુખ્ય છે એમ ન
સમજવું. જગતમાં એવા સેંકડો ધંધા છે કે તેમાં લખવા
વાંચવા વગેરેનું કામ ન જાણવા છતાં તે કામમાં ઊંડા
ઉતરી અનુભવ મેળવવાની લાગણીવાળા વિશેષ ફત્તેહ પામે
છે. વળી પં. ગટુલાલજી જેવા આંખે બીલકુલ ન દેખવાથી
આંકડા કે અક્ષર માંડવાનું કાંઈ જ્ઞાન ન મેળવતાં છતાં
હરકોઇ પુસ્તક બીજાની પાસે વંચાવી પોતે એકજ વાર
સાંભળી તે પુસ્તકના દરેક ભાગની ઝીણી બાબત પણ
સમજી શકતા અને શિક્ષક તરીકે તે બાબત સમજાવતા.

હવે તમને સમજાયું હશે કે વિદ્યાભ્યાસ કરવો એટલે હરકોઇ વિષયમાં ઉંડા ઉતરી તે સંબંધી જ્ઞાન મેળવવાની મનની શક્તિને વધારવી.

જો કે શિવાજી અને પં. ગટુલાલાજી જેવા બધા માણસો હોઈ શકતા નથી, માટે આંક અને લખવા વાંચવાનાં સાધન સહિત સારા શિક્ષકથી વિદ્યાભ્યાસ કરવાની બાબતને હું કોઈ રીતે ઉતારી પાડવા માગતો નથી. પરંતુ તેનું મુખ્યપણું નથી; પરંતુ હરકોઈ વિષયમાં ઉંડા ઉતરવાની શક્તિને વધારવી એનેજ મુખ્યપણું છે—આ બાબત યાદ રાખવી.

પ્રભુદાસ—આપનું ઉપરનું કહેવું હું બરાબર સમજ્યો. હવે કિન્ડરગાર્ટન ઉદ્યોગથી મનની શક્તિ શી રીતે ખીલે છે તે સમજાવશો?

પ્રેમદાસ—આજે વખત થઈ ગયો છે માટે આવતી કાલે તે બાબત સમજાવીશ. પરંતુ તે સમજવા માટે કાલે નિશાળના ચાલતા વખતમાં આપણે બંને નિશાળમાં જઇશું અને કિન્ડરગાર્ટન ઉદ્યોગમાં શું કરાવવામાં આવે છે તે પ્રત્યક્ષ તમને દેખાડી તે વિષે વાતચીત કરીશું.

---

## દિવસ ૪ થો.

પ્રેમદાસ અને પ્રભુદાસ બપોર પછી ત્રણ વાગે નિશા-ળમાં ગયા તે વખતે કડિયો વડે સૃષ્ટિસૌંદર્યનો આકાર ગોઠવવાનું એક કલાસમાં ચાલતું. તે જોયા પછી બીજી કલાસમાં ગયા. ત્યાં લાકડાના ઘન અર્ધઘન વગેરે વડે ઈમારતના ભાગ થાય તેવો ઉદ્યોગ ચાલતો હતો. વળી બાળવર્ગમાં કેડીઓ વડે એકડો બગડો એવા આકાર છોકરા બનાવતા જોવામાં આવ્યા: તે જોઈ તેઓ ઘેર ગયા. સાંજે નિત્યના રિવાજ મુજબ ફરવા ગયા.

પ્રેમદાસ--કેમ પ્રભુદાસ ! આજે નિશાળમાં કિન્ડરગાર્ટન ઉદ્યોગો જે જે જોયા, તેમાં મનની શક્તિ કોઇ પ્રકારથી કેળવાય છે એમ તમને લાગ્યું છે ખરૂં ?

પ્રભુદાસ--તમારે અને મારે પ્રથમ વાતચીત થઈ ગઈ છે, જેથી આજે મેં તે ઉદ્યોગો બારીકાઇથી જોયા છે. જેથી મને લાગ્યું છે, કે એમાંથી છોકરા-ઓને ઘણું જ્ઞાન થાય છે. એટલુંજ નહિ પરંતુ વિવેકથી બોલવું, હુકમનો અમલ વગર વિલંબે કરવો, એક સાથે કામ કરવું ; એ બધા ગુણો

તેમાં કેળવાય છે, એમ મારા હૃદયમાં પાકી રીતે ઠસ્યું છે.

પ્રેમદાસ--ફક્ત કલાક દોઢ કલાકના સરળ અવલોકનથી તમારી તેની તરફેણમાં ખાત્રી થઇ છે, તો વધારે અવલોકનથી વધારે ખુબીઓ જણાશે. આપણે જે કિન્ડરગાર્ટન ઉદ્યોગો જોયા તે ઉપરાંત વિદ્યાના તમામ વિષયોમાં કિન્ડરગાર્ટન પદ્ધતિનો ઉપયોગ ઉત્તમ શીક્ષક કરે છે, જેથી છોકરાં કંટાળા વગર હોંશભર તેમાં આગળ વધી તે બાબતનું ઉંડું જ્ઞાન મેળવવાને લાયક થાય છે.

આટલું છતાં એવી રીતે શિક્ષણ મળે છે, કે બાળકને તે બાબતમાં હું અમુક જ્ઞાન મેળવવા ખાસ પ્રયત્ન કરૂં છું એમ બીલકુલ લાગતું નથી. બાળકના સ્વભાવને અનુકૂળ થઈ તેને શિક્ષણ આપવાનું છે, જેથી બાળકો શિક્ષકનો હુકમ રાજીખુશીથી માને છે.

જ્યારે તેના સ્વભાવના વિરૂદ્ધ બાબત કરવાની હોય છે, ત્યારે જો કે હુકમ માને, પરંતુ અંતઃકરણ પ્રફુલ્લિત થતું નથી, કાંઇક પણ ખિન્ન થાય છે. જેથી સ્વભાવને અનુકૂળ થઇને શિક્ષણ આપવામાં ઓછી મહેનતે ઝાઝું કામ થાય છે; જેમકે વહાણને અનુકૂળ પવન હોય ત્યારે તે પૂરજોસથી ચાલી શકે છે, અને વિરૂદ્ધ દિશાનો પવન હોય

ત્યારે તેની ગતિ પહેલેથી ચોથા ભાગ જેટલી પણ રહેતી નથી; તેવીજ રીતે બાળકના સ્વભાવ અનુકૂળ થઈ શિક્ષણ ન આપવામાં આવે તો શિક્ષક અને બાળક બન્નેને કંટાળો આવે છે. આ કિન્ડરગાર્ટન પદ્ધતિ શોધી કાઢવાનું માન ફ્રોબેલ નામે વિદ્વાનને અપાય છે, પણ એક બે બીજા રૂપમાં તે શિક્ષણપદ્ધતિ બહુ પ્રાચીન વખતથી પ્રચલિત છે. આપણા શાસ્ત્રોનો ખરી રીતે અભ્યાસ કરવાથી આ બાબતની ખરી ખાત્રી થશે. હવે શ્રીવલ્લભાચાર્યજીએ પુષ્ટિમાર્ગમાં આ કિન્ડરગાર્ટન પદ્ધતિનો કેવી રીતે ઉપયોગ કરેલો છે, તે તમને સમજાવું છું. જનસમાજ મધ્યે આ જગતની મમતાવાળી ચીજોને એકદમ છોડાવવાનો પ્રયત્ન થાય તો તે છોડયાનો ફક્ત દેખાવ થાય પણ તે વિષયમાંજ મન રમ્યા કરતું હોય તો તે વસ્તુમાંથી મમતા શી રીતે છૂટે. માટેજ શ્રીવલ્લભાચાર્યજીનો મુખ્ય સિદ્ધાંત તો એ છે જે ઇંદ્રિયો ઉપર બળાત્કાર ન કરતાં આ સંસારની વસ્તુમાં ઇંદ્રિયોની લાગેલી મમતા ધીમે ધીમે ઓછી કરી પ્રભુ તરફ લગાડવી ( જુઓ નિરોધ લક્ષણ ગ્રંથ ) બીજા કોઇ પણ આચાર્ય તરફથી આ બાબત વિશેષ કાળજી રખાઇ નથી, તે દરેક ધર્મનો અભ્યાસ કરવાથી સ્પષ્ટ જણાય છે. હવે વખત થઈ જવાથી આવતી કાલ પર મુલતવી રાખીએ.

---

## દિવસ ૫ મો

પ્રભુદાસ—કિન્ડરગાર્ટન પદ્ધતિ એ શબ્દનો મને સ્પષ્ટ અર્થ સમજાવો.

પ્રેમદાસ—( કિન્ડરઃ બાળક, શિશુ + ગાર્ડન=વાડી,) આ શબ્દનો સામટો અર્થ બાળક રૂપી વાડી. વાડીમાં જેમ અનેક પ્રકારના છોડ હોય છે, તે છોડને અનુકૂળ ખાતર વિગેરેની માવજત માળીને પોતાના બુદ્ધિબળથી કરવાની છે; તેજ મુજબ મનની જુદી જુદી શકિતવાળા બાળકોની શક્તિઓને તે તે રીતે અનુસરી તે તે શકિતઓને ખીલવવી એ ઉત્તમ શિક્ષકનું કામ છે.

પ્રભુદાસ—ફકત બાળકોને માટેજ કિન્ડરગાર્ટન પદ્ધતિ ઉપયોગની હોવી જોઇએ. કારણ કે તેમને પોતાના ભવિષ્યના સ્વાર્થની બરાબર માહીતી નથી; પણ મોટી ઉમરનાને તો તેની ખબર છે. માટે તેના મનની શકિતઓ જે જે પ્રકારની હોય તેને અનુસરવાની શી જરૂર હોય? તે તો સારૂં નઠારૂં સમજે છે, અને તેને પોતાના ભવિષ્યના સ્વાર્થની પણ ખબર હોય છે. તો સારૂં હોય તે તેના મનની ખાત્રી થાય તો ગ્રહણ કરેજ.

પ્રેમદાસ—તમે પરમરોજ એટલે આપણી વાતચીતથી બીજા દિવસેજ કહેલું છે, તે યાદ કરો. તમે પહેલે અને બીજે દિવસે કબુલ કરેલ છે કે "જગતના તમામ પદાર્થમાંથી પ્રેમ કાઢી પ્રભુમાં જોડવો જોઇએ. એ મનમાં બરોબર સમજું છું, છતાં મારે ખપની કોઈ વસ્તુનો મારાથી ત્યાગ થઇ શકે એવી મારા મનની સ્થિતિ હાલ તો નથી; માટે તે માટે કોઇ નિશ્ચય મારાથી થઈ શકે તેમ નથી.

પ્રભુદાસ—ખરૂં; મનમાં અમુક બાબત સમજાય છે, પરંતુ તેનો અમલ કરવો તરત બનતો નથી. વારૂ ! એમ કેમ બનતું હશે ?

પ્રેમદાસ—આપણું મન ઘણા લાંબા કાળથી આ જગતની વસ્તુઓમાં આસક્ત થએલું છે. હાલ આપણને સમજાય છે ખરૂં કે મનની આ પ્રવૃત્તિ ખોટી છે, અને ખરી રીતે મન પ્રભુમાં લગાડવું જોઇએ. છતાં જગતની વસ્તુઓમાં લાગેલી પ્રીતિ એકદમ છોડી દેવાને મન ખુશી હોતું નથી. જ્યારે પોતાના મનમાં એમ આવે કે તે વસ્તુથી ખરૂં સુખ નથી અને પોતાનો વખત ચાલ્યો જાય છે; અને મનુષ્ય દેહમાં મારૂં મન ઉચ્ચ સ્થીતિએ નહીં પહોંચે તો પછી બીજા પશુ વગેરે દેહમાં તો તેવો સંભવજ

નથી. જેથી ઈન્દ્રીઓને અવળે રસ્તે જવા ન દેવી. આમ સમજાય તોજ મનની આસક્તિ જગતના પદાર્થોમાંથી ઘટવા માંડે. પરંતુ તેવી સમજણ વગર વાસ્તવિક કાર્ય થતું નથી. માટે નાના અને મોટા તમામના પર બીજાનો કરેલો બળાત્કાર વાસ્તવિક ફાયદો કરતો નથી. બહારથી ફક્ત અસર થયા જેવું લાગે છે, એ બાબત મનમાંથી કદી ન ભૂલવી. પોતાના મન ઉપર પોતાનોજ કાબુ કામ લાગે છે, તેને આપણે મન મારવું, મનના સ્કુ મજબુત કરવા વગેરે કહીએ છીએ.

પ્રભુદાસ—પોતાની લાગણી વગર મન ઉપર અસર થતી નથી એ વાત કાંઇક મારાથી સમજાય છે. હવે આપણી મૂળ વાત ઉપર આવી પુષ્ટિમાર્ગમાં વૈરાગ્ય અને જ્ઞાનને કેવી રીતે સમજાવેલ છે એ સમજાવો. વળી આટલી વાત ઉપરથી તમે મને એમ કહેવા ધારો છો કે શ્રીવલ્લભાચાર્યજીએ કિન્ડરગાર્ટન પદ્ધતિથી માણસોના મન ઉપર બીજાનો બળાત્કાર થયા વગર વૈરાગ્ય પ્રાપ્ત થાય એવા રસ્તા કહેલા છે તો મને સમજાવવા કૃપા કરશો.

પ્રેમદાસ—આજે ક્યારનો ઘર તરફ વળવાનો વખત થઇ ગયો છે. માટે આવતી કાલે તે સંબંધી વાત કરીશું.

## દિવસ ૬ ઠ્ઠો.

### નિરોધ.

પ્રભુદાસ—શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ જનસમૂહ પર કૃપા કરી તેના મન ઉપર બળાત્કાર કર્યા વગર વૈરાગ્ય અને જ્ઞાનની પ્રાપ્તિ કરવા માટે શું યોજના કરી છે તે ગઇ કાલના મારા પ્રશ્નનું સમાધાન કરવા કૃપા કરશો.

પ્રેમદાસ—તમારા સવાલનો જવાબ આપતાં પહેલાં તમને પૂછવાનું કે, જનસમાજની વૃત્તિ સામાન્ય રીતે કઇ કઇ બાબતમાં જોડાયેલી છે, તે તમે કહી બતાવશો ?

પ્રભુદાસ—૧ હરકોઈ પ્રકારના લહેજતદાર ખોરાકમાં (જીભ)
૨. હરેક જાતના ઉત્તમ ગણાતા પોષાકમાં (આંખ)
૩. મોહ ઉત્પન્ન કરે તેવી રોનકદાર ઈમારતોમાં (આંખ)
૪. પુરૂષોને સુંદર ગણાતી સ્ત્રીઓમાં અને સ્ત્રીઓને સુંદર ગણાતા પુરૂષમાં (આંખ)
૫. ધનમાં
૬. પોતાના શરીરમાં
૭. પોતાના પરીવારમાં
૮. બીજાથી હું શ્રેષ્ઠ છું એવા માનમાં
} અંતઃકરણ.

૯. કાનને પ્રિય લાગે તેવા સૂરમાં ( કાન )
૧૦. સુગંધવાળા પદાર્થમાં ( નાક )

વગેરેમાં—

મતલબ કે મનને ગમતા મોજશોખ ઉડાવવામાં અને પોતાની હરકોઈ રીતે જનસમાજમાં શ્રેષ્ઠતા ગણાય તેમાં લગભગ તમામ જનસમાજ રમી રહેલો છે. એમ હું માનું છું.

પ્રેમદાસ—તમારૂં માનવું ખરૂં છે. તમે બતાવેલ બાબતમાં રોકાએલી મનની વૃત્તિ તે બાબતમાંથી નીકળી જઇ પ્રભુ તરફ જોડાય તોજ વૈરાગ્ય પ્રાપ્ત થયો ગણાય, એ બાબત તો તમે સમજો છો. હવે આવી બાબતમાં લુબ્ધ થએલ મનવાળા જનસમાજને તે વસ્તુમાંથી મન નીકળી પ્રભુ તરફ વાળવામાં શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ શી યુક્તિ ( શિક્ષણપદ્ધતિ ) કામે લગાડી છે તે સમજવાની તમને જીજ્ઞાસા થઇ છે.

હવે હું તમને પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયો સહિત મન ઉપરની બાબતમાંથી નીકળી પ્રભુ તરફ શી રીતે લાગી શકે છે તે બાબત શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ જે શિક્ષણપદ્ધતિ પ્રચલિત કરી છે તે તમને સમજણ પડે તેમ વિગતવાર જણાવું છું.

ઉપરની બાબતમાંથી આંખનો નિરોધ પ્રભુમાં શી રીતે થાય તે પ્રથમ સમજાવું; પછી અનુક્રમે એક એક ઇંદ્રિય લઈ તેના નિરોધની બાબત સમજાવીશ.

પ્રભુદાસ—નિરોધ શબ્દનો સ્પષ્ટાર્થ સમજાવશો ?

પ્રેમદાસ—જો, પણે સામે એક ઝરણુ વહે છે. ત્યાં છોકરાં શું કરે છે ?

પ્રભુદાસ—જે દિશાએ એ ઝરણાનું પાણી વહી જાય છે તે બાજુ માટીની પાળ બનાવી પાણીને તે દિશાએ જતું અટકાવે છે.

પ્રેમદાસ—છોકરાંની કૃતિનું પરિણામ શું આવે છે ?

પ્રભુદાસ—જો મજબૂત પાળ બનાવે તો તે ઝરણાનું તમામ પાણી વહી જતું અટકી જઇ ત્યાં એકઠું થશે.

પ્રેમદાસ—પાણીના ઝરણાને યથેચ્છ ન જવા દેતાં અમુક જગોએ ખાળવું એ ઝરણાના પાણીનો છોકરાંઓએ નિરોધ કર્યો ગણાય, તેજ મુજબ મનની વૃત્તિઓ ઇન્દ્રિય દ્વારાએ યથેચ્છ વહ્યા કરે છે, તેમને યથેચ્છ ન જવા દેતાં અમુક બાબતમાં રોકી રાખવી એને તે વસ્તુમાં નિરોધ કર્યો એમ કહે છે. સર્વ બાબત કરતાં જગતકર્તા હરિજ સર્વ બાબતમાં શ્રેષ્ઠ છે, માટે તેમાંજ સર્વ ઇન્દ્રિયો સહિત મનની વૃત્તિને રોકી રાખી તેમાં ખુંચાડવી તેને નિરોધ કહે છે, આવા નિરોધનુંજ નામ વૈરાગ્ય.

પ્રભુદાસ—“નિરોધ” શબ્દનો અર્થ હું સમજ્યો. હવે પાછા વળવાનો વખત થવા આવ્યો છે, તો આવતી કાલથી મને પ્રથમ આંખ ઈન્દ્રિયથી શરૂ કરી તમામ ઈન્દ્રિયો સહિત મનની વૃત્તિના નિરોધની હકીકત સમજાવવા કૃપા કરશો.

## દિવસ ૭ મો.

### ( નિરોધની પદ્ધતિ )

નિત્યના નિયમ પ્રમાણે સાંજે ફરવા ગયા તે વખતે આકાશમાં રંગ-બેરંગી વાદળાંનો દેખાવ જોઈ પ્રભુદાસ આનંદમાં આવી બોલ્યો. “ વાહ ! કેવો મજાનો દેખાવ છે !”

પ્રેમદાસ—આકાશમાં જે સુંદરતા તમને જણાય છે, તે કઈ ઈન્દ્રિયનો વિષય છે ?

પ્રભુદાસ—આંખનો.

પ્રેમદાસ—બરાબર, આજે તમને જે સુંદરતા જણાઈ તેવી કે તેથી અધિક સુંદરતા બીજે કોઈ સ્થળે કોઈવાર જણાઈ છે કે નહિ ?

પ્રભુદાસ—[લગાર વિચારમાં પડી બોલ્યો] ઘણીવાર આથી પણ અધિક સુંદરતાના દેખાવ જોવામાં આવ્યા છે, તે દરેક વખતે મનને આનંદનો ઉમળકો આવ્યા વગર રહેતો નથી.

પ્રેમદાસ—જુઓ, એક સાધારણ વસ્તુમાં સાધારણ સુંદરતા દેખતાં અંતઃકરણમાં આનંદનો આવિર્ભાવ થાય છે તો સર્વ સુંદર વસ્તુ કરતાં અસંખ્ય ગણી સુંદરતા, જગત્પતિ હરિનો આશ્રય કરી રહેલી છે તો તે ખરી સુંદરતાનું ભાન થતાં અખૂટ કામથી આનંદની પ્રાપ્તિ થાય તેવો આનંદ મેળવવાને સર્વને ઈચ્છા થાયજ એમાં શું કહેવાનું છે!

જો કે આપણી ચર્મચક્ષુથી તેવી સુંદરતાનું ભાન થતું નથી, પણ એકવાર મનમાં ખાત્રી થઈ કે જગતની કોઇ પણ પદાર્થની સુંદરતા, એ બહુજ જુજ છે અને ખરી સુંદરતા તો હરિનો આશ્રય કરીનેજ રહેલી છે તો તે પ્રાપ્ત કરવા (જોવા) જીજ્ઞાસા થાયજ. તેવી જીજ્ઞાસા થવા માટે અને તેવી જીજ્ઞાસા થયા પછી જગતની વસ્તુમાં રહેલી સુંદરતામાં જે આસક્તિ છે તે તોડવા માટે શ્રીમદ્ વલ્લભાચાર્યે જે પદ્ધતિ પ્રચલિત કરી છે તેવી બીજા કોઇ આચાર્યે તરફથી પ્રચલિત થઈ નથી.

આંખનો નિરોધ થવા માટે કોઇએ નાકની દાંડીએ આંખની દૃષ્ટિ રાખી એકી નજરે જોઇ રહેવાનું સાધન કહેલું છે. કોઇએ આંખ વીંચી રાખી અંતરમાં પ્રભુ જોવા સાધન કહેલું છે. આ વગેરે બધાં સાધનો તેના પર બળાત્કાર કરનાર થાય છે, ને કંટાળા રૂપ હોવાથી તેવા

સાધનનું પરિણામ જોઇએ તેવું સારૂં આવતું નથી; પણ જે જે વસ્તુમાં પોતાને સુંદરતા માલમ પડે ને તે વસ્તુ જે લોકમાં પણ પ્રિય ગણાતી હોય તો તે વસ્તુ વડે હરિ સ્વરૂપની સેવા કરવી જેથી તે વસ્તુ પ્રભુને અંગીકાર કરાવતાની સાથેજ તેમાં લાગેલી મનની વૃત્તિ પણ પ્રભુને અંગીકાર થશે. વારંવાર આ પ્રમાણે થતાં વસ્તુઓમાંથી વૃત્તિ ઓછી થતી જઇ પ્રભુમાં સુંદરતાની વૃત્તિ ચોટતી જશે, જેમ કરવાથી કેટલેક કાળે પ્રભુની સુંદરતા આગળ બીજા પદાર્થોની સુંદરતા નહિં જેવી લાગશે.

આ બાબત "તત્ત્વદીપ નિબંધ" નામે ગ્રંથમાં ભક્તિ પ્રકરણમાં શ્રીઆચાર્યજીએ બહુ સારી રીતે સમજાવી છે.

પ્રભુદાસ--તમે ઉપર કહ્યું કે સુંદર પદાર્થો પ્રભુને નિવેદન કરવાથી તે પદાર્થમાં લાગેલો પ્રેમ પ્રભુમાં જોડાશે, એ બાબત કાંઇક સ્પષ્ટતાથી સમજવા ઈચ્છું છું.

પ્રેમદાસ--જુઓ, આ પાંદડા ઉપર કાંઇક ચીકાસ છે તેથી તેના પર કીડી ફરે છે, તે પાંદડાને લઈ દુર આ ખાંડના પડેલા ગાંગડા આગળ મુકું છું. જેથી પાંદડા કરતાં ખાંડમાં કીડીની વૃત્તિ વધારે ચોટે છે, જેથી પાંદડાને પડતું મુકી ખાંડ પર ચોટી જાય છે.

ભમરો કમલના ફુલના અભાવે કોઇ બીજા ફુલ ઉપર ગુંજાર કરતો હોય તે ફુલને યુક્તિથી ઉપાડી કમલના ફુલ

નજીક મુકયું હોય તો તે ફુલ ઉપરથી ભમરો ઉડી તરત કમલના ફુલમાં આસક્ત બની જાય છે, તેમજ મનની વૃત્તિ જો જગતના પદાર્થમાં લાગેલી હોય તો તે પદાર્થ પડતો મુકાવતાં મનપર ઘણો બળાત્કાર થાય છે ને તે પદાર્થ છોડાવતાં તે છોડવાને મન ખુશી હોતું નથી. જેથી બળાત્કારે છોડાવતાં ખિન્ન થાય છે. એટલુંજ નહીં, પરંતુ તે પદાર્થમાંથી વૃત્તિ ખસી નથી હોતી જેથી તે બાબત મનમાં તો રમતીજ હોય છે. માટે તે તે પદાર્થમાંથી વૃત્તિ ખસેડવા માટે પદાર્થનો ત્યાગ ન કરાવતાં તે પદાર્થ હરિને નિવેદન કરાવતાં સુક્ષ્મ રીતે હરિમાં તે વૃત્તિ ચોટતાં આખરે તે પદાર્થમાંથી તદ્દન નીકળી જશે. આજ પદ્ધતિ તે કિન્ડરગાર્ટન પદ્ધતિ છે. જેથી કષ્ટ પામ્યા વગર ઇચ્છેલે સ્થળે ગનની વૃત્તિને લઈ જવાય છે.

પોતાને ઘેર હરિ સ્વરૂપ પધરાવી તેનાં હંમેશ દર્શન કરવાં, શ્રૃંગાર કરવા, સુંદર સામગ્રી અંગીકાર કરાવવીઃ આ બધી કૃતિ કરવાનો હેતુ સારી રીતે સમજવાને હજુ તમને ઘણો વખત લાગશે, પરંતુ તે ઘતિંગ નથી પણ કાંઇક અર્થસૂચક છે, એમ કાંઇક તમને સમજાયું હશે. જે પ્રમાણે આંખ ઇન્દ્રિયદ્વારા મનની વૃત્તિ પ્રભુ તરફ વાળી શકાય છે, તેજ મુજબ કાન, નાક, જીભ અને ત્વચા એ બધી જ્ઞાનેન્દ્રિય દ્વારા પણ મનની વૃત્તિ પ્રભુમાં લગાડવા માટે

શ્રીઆચાર્યજીએ બહુ ઉત્તમ પદ્ધતિ બતાવેલી છે, તે હવે પછી સમજાવીશ. તેમજ હાથ પગ વગેરે પાંચ કર્મેન્દ્રિયોને તેમાં શી રીતે યોજાય તે પણ સમજાવીશ. નાનપણમાં આપણે જે રમતો રમતા તે પડી મુકવાનો સંકલ્પ આપણે કદી કર્યો નથી, પણ નવી નવી બાબતમાં મન જેમ પરોવાતું ગયું તેમ તેમ તે બાળપણની રમત ગમતો પડી મુકાતી ગઇ તે વિચારી જુઓ. આજે આટલેથી બંધ કરી ઘર તરફ વળીએ.

## દિવસ ૮ મો.

### સ્વરૂપ સેવાની જરૂર.

પ્રભુદાસ—ગઇ કાલે આપે જે હકીકત કહી તેમાં આપે કહ્યું તે મને સમજાય છે, પરંતુ સ્વરૂપની સેવા કરવાની બાબત હજી મને સમજાતી નથી. ધાતુ કે પાષાણની મૂર્તિની સેવા કરવામાં આપણું હિત સમાએલું છે એ બાબત હું સમજી શકતો નથી, માટે મારા હૃદયમાં ઠરે એવી રીતે સમજાવવાની કૃપા થવી જોઇએ. તે પછી બીજી ઈન્દ્રિયના નિરોધની વાત કઢાય તો ઠીક. જ્યાંસુધી મારા મનમાં આ બાબત ઠરી નથી ત્યાંસુધી તમે સ્વરૂપ સેવા સહિત જે જે

વાત કરશો તે મારા મનમાં ઠર્યા વગર અદ્ધર ઉડી જશે.

પ્રેમદાસ—જીજ્ઞાસુનું એજ લક્ષણ છે કે પોતાને શંકા પડી તો તે બાબતજ ખોટી છે એમ ન ગણવું તેમજ તે વિષે આપણે ખુલાસાની પણ જરૂર નથી એમ પણ ન ગણવું. ગીતાજીમાં કહેલ છે કે **"संशयात्मा विनश्यति"** જેનું મન સંશયવાળું હોય તે ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરી શકતો નથી, માટે સંશય થયો કે તેનો ખુલાસો મેળવી સંશય દૂર કરવોજ જોઈએ. તમારા પ્રશ્નનો બરાબર ખુલાસો કરવાને તો એક માસની વાતચીત પણ થોડી પડે તેમ છે અને તેટલો મને વખત મળે તેમ નથી; પરંતુ તમારા મનનું કાંઇક સમાધાન થાય તેવી કોઇ સાધારણ બાબતથી આ પ્રશ્નનું સમાધાન હાલ હું કરીશ. આ બાબતનું ખરૂં રહસ્ય પ્રાપ્ત કરવામાં તો ધર્મનું ઘણું ઉંચા પ્રકારનું જ્ઞાન જોઇએ. તે પ્રાપ્ત થતાં આપોઆપ આ સંશયનું છેદન થઇ જશે, હાલતો મનનું કાંઈક અંશે સમાધાન થાય તો બસ છે.

આ સૃષ્ટિની ઉત્પત્તિ શી રીતે થઇ તે બાબત જુદા જુદા વિદ્વાનોના જુદા જુદા મત છે, અને તે દરેક પોતે વેદની શ્રુતિનાં દ્રષ્ટાંતો આપી પોતાનો મત ખરો છે, એમ

ગણાવવા પ્રયત્ન કરે છે. એકજ જાતની શ્રુતિનો જુદા જુદા વિદ્વાન્ જુદો જુદો અર્થ કરી પોતાનો મત ખરો ઠરાવવા પ્રયત્ન કરે છે, એ બાબતજ વેદનું જ્ઞાન કેવું અગોચર છે એ સાબીત કરે છે. અમુક છુટક છુટક શ્રુતિનું જ્ઞાન મેળવનાર સમગ્ર વેદના રહસ્યને બરાબર સમજી શકતા નથી. સમગ્ર શ્રુતિનું કહેવાનું તાત્પર્ય શું છે તે જાણનાર દરેક શ્રુતિનો યથાર્થ અર્થ સમજી શકે છે. આ સૃષ્ટિની ઉત્પત્તિ માટે શ્રીવલ્લભાચાર્યજી શ્રુતિનાં પ્રમાણ આપી એમ સાબીત કરે છે કે આ સૃષ્ટિ જગત્કર્તા પ્રભુએ પોતાની ઈચ્છાથી કોઈ પણ અન્ય સાધન વગર પોતાના અંગમાંથી કરેલી છે. જેમ એક બીજમાંથી ફણગો ફુટી એક છોડ થાય છે તેમ પ્રભુમાંથી આ સૃષ્ટિ થઈ છે, છતાં આ દ્રષ્ટાંતમાં બીમાંથી છોડ થતાં બી નાશ પામે છે તેમ પ્રભુમાંથી સૃષ્ટિ થતાં પ્રભુ સ્વરૂપ કોઈ પણ ન્યૂનતા થયા વગર કાયમ રહે છે, એટલું વિલક્ષણપણું છે. વળી બીજને જમીનનો આધાર મળવાથીજ છોડ થાય છે, પરંતુ પ્રભુને સૃષ્ટિ ઉત્પન્ન કરવા માટે કશા આધારની જરૂર નથી. સૃષ્ટિની ઉત્પત્તિ પહેલાં પ્રભુ સિવાય કાંઈ નહોતું તો પછી પ્રભુને સૃષ્ટિ કરવામાં અન્ય સાધનની જરૂર પડી હશે, એમ શંકાનું કારણ રહેતું નથી. પ્રભુનું વાસ્તવિક સ્વરૂપ હાલ આપણે જોઈ શકીએ તેમ નથી. છતાં જગતના પદાર્થોમાંથી પ્રેમ કાઢી નાંખી પ્રભુમાં પ્રેમ જોડવાની જરૂર છે,

માટે જગતના પદાર્થોમાંથી પ્રેમ નીકળી કોઇ જગાએ પ્રેમને રહેવાનું સ્થાન તો આપવુંજ એઇએ.

આ જગત એ પ્રભુનું એક પ્રકારનું શરીર છે, કારણ કે તે પ્રભુના શ્રીઅંગમાંથીજ થયેલું છે. છતાં આખા જગતની વસ્તુઓમાં મનની વૃત્તિ રાખીએ તો તે પ્રભુનાં શ્રીઅંગમાં પ્રેમ જોડયો છે, એમ ગણાય નહીં; કારણ કે સમગ્ર પ્રેમનો સમૂહ ભેગો કરી પ્રભુમાંજ જોડવો જોઇએ. જગત પ્રભુનું કાર્ય છે અને પ્રભુ પોતે કારણ છે માટે કાર્યમાં લાગેલો પ્રેમ તેમાંથી કાઢી કારણમાં લગાડવાનો છે, તે માટે ઉપાય તરીકે શ્રુતિનું રહસ્ય એવું છે કે—

એક પતિવ્રતા સ્ત્રી પોતાના પતિની વિયોગ દશામાં પતિના ઉપયોગમાં આવતી વીંટી, રૂમાલ, પાઘડી, એસ વગેરે કોઈ પણ વસ્તુનું અવલંબન કરી પોતાના પતિનું સ્મરણ કરી દિવસ નિર્ગમન કરે છે, અને જગતના અન્ય પદાર્થોમાં મમતા રાખતી નથી તેજ મુજબ પ્રભુના સાક્ષાત સ્વરૂપનો અનુભવ ન થાય ત્યાંસુધી પ્રભુના કાર્ય રૂપ જગતના અમુક પ્રિયમાં પ્રિય પદાર્થમાં ( પ્રભુના અંગરૂપ છે એમ ભાવના કરીને તેમાં ) શુદ્ધ હૃદય રાખી પ્રીતિ કરવી અને જગતના જુદા જુદા પદાર્થમાં લાગેલ પ્રેમ તેમાંથી કાઢી તે પ્રેમ ભાવના વડે નિશ્ચય કરેલ પ્રભુના આ સ્વરૂપમાં જોડવો. એ પ્રેમ જયારે જગતના અન્ય પ-

દાર્થમાંથી પુરેપુરો નીકળી પ્રભુના ભાવનામય સ્વરૂપમાં પુરેપુરો લાગશે તેજ પળે તે ભાવનામય સ્વરૂપમાંથીજ સાક્ષાત્ પ્રભુનો આવિર્ભાવ થઈ સાક્ષાત્ દર્શન સ્પર્શાદિ દાન થશે–એમ મહાન્ ભક્તોના અનુભવથી મનમાં વિશ્વાસ રાખી ભાવનામય ભગવત્સ્વરૂપની સેવા કરવાની છે.

પ્રભુદાસ—વૈદો દર્દીની દવા કરતાં અમુક ઉંચા પ્રકારની દવાની જરૂર છતાં તે ન મળતાં તેના અભાવમાં કાંઈક તેવા ગુણવાળી બીજી દવાથી કામ નિભાવે છે, તેમ પ્રભુનો સાક્ષાત્ સંબંધ થતાં સુધી તેના પ્રતિનિધિ રૂપ સ્વરૂપ ( ધાતુ કે પાષાણ કે બીજી પોતાને પ્રિય ) પધરાવી જગતના અન્ય પદાર્થમાં લાગેલો સ્નેહ એકઠો કરી પ્રભુને જોડવાના સાધન રૂપે આ સ્વરૂપમાં જોડવો એવો ભાવાર્થ નિકળે છે એમ હું સમજ્યો છું. અને આ બાબતથી મારા મનનું પુરૂં તો નહીં પણ કાંઈક સમાધાન થાય છે માટે હવે આપ બીજી ઇંન્દ્રિયના નિરોધની વાત કહેશો.

પ્રેમદાસ—હવે પાછા વળવાનો વખત થવા આવ્યો છે, માટે આવતી કાલે આગળ ચલાવીશું.

# દિવસ ૯ મો.

## ખોરાકની મનપર અસર.

પ્રભુદાસ નિત્યને વખતે સાંજે બહાર ફરવા ગયા તે વખતે પ્રેમદાસને કહે છેઃ—"બીજી ઈન્દ્રિયોના નિરોધની વાત કહો."

પ્રેમદાસ—સર્વ ઇન્દ્રિયોમાં જીહ્વા અને ઉપસ્થ એ બે ઇન્દ્રિયો માણસને વધારે નીચે પાડનારી છે. માટે તે બે ઇન્દ્રિયના નિરોધને માટે શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ ઘણું ઘણું જણાવેલ છે, તેમાંથી તમને જુજ જુજ હકીકત કહેવા ધારૂં છું. આ બે ઇન્દ્રિય સંબંધી બરાબર સમજ પડયા પછી બાકીની ઇન્દ્રિયો વિષેની હકીકત માટે ઝાઝું જાણવું બાકી રહેશે નહીં. તમને પ્રથમ જીહ્વા ઇન્દ્રિયના નિરોધ માટે હકીકત કહું છું.

જીભ ઇન્દ્રિયનું કામ સ્વાદ જાણવાનું છે, આ સ્વાદની લહેજતમાં મન એટલું બધું વિહ્વળ થઇ જાય છે કે પછી તેને કયો ખોરાક નીચે પાડનાર એટલે બુદ્ધિ બગાડનાર છે અને કયો ખોરાક ઉચ્ચ સ્થાને લઇ જનાર છે તેનું ભાન રહેતું નથી.

પ્રભુદાસ—આ બાબતમાં મને શંકા છે. શું વળી અમુક ખોરાકમાં નીચે પાડવાની અને અમુક ખોરાકમાં ઉચ્ચ સ્થિતિએ લઈ જવાની શક્તિ છે, એમ હશે ખરૂં ?

સામાન્ય રીતે એમ તો સ્પષ્ટ જણાય છે કે બગડેલો કે કોહી ગયેલો ખોરાક ખાવાથી શરીર બગડે છે અને તાજો શુદ્ધ ખોરાક ખાવાથી તંદુરસ્તી ઠીક રહે છે. વગેરે હકીકત તો સર્વમાન્ય છે. પરંતુ અમુક ખોરાક નરકગામી છે અને અમુક ખોરાક ઉચ્ચગામી છે તે બાબતમાં તો કાંઈ સમજ પડતી-નથી.

પ્રેમદાસ—તે બાબત તમને ન સમજાય તેમાં કાંઈ આશ્ચર્ય નથી. જગતમાં જે વસ્તી છે, તેમાંનો- ઘણો ભાગ આ લોક જગતના સુખમાંજ મચ્યો રહેલો છે. તેમને મનથી સર્વ ઇન્દ્રિયોને મનગમતી રીતે પોષવી અને તેથી જે મનને સંતોષ થાય તેનેજ સુખ માને છે. અને જે ખોરાક વગેરે શરીરમાં પ્રત્યક્ષ રોગ લાવનાર હોય અથવા જે ખોરાકથી બીજાને નુકસાન થવા સંભવ હોય-જેમકે દારૂ વગેરેના પીવાથી માણસ પ્રત્યક્ષ રીતે બીજાને હરકત કરતાં જણાય છે—તેવા ખોરાકનીજ વિરૂદ્ધતા બતાવે છે; પરંતુ અમુક અમુક ખોરાક મનને બહુજ અ-ધોગતિએ પહોંચાડનાર છે તે તરફ તેમનું ધ્યાનજ ગયેલ નથી. યુરોપખંડના લોકોથી તે બાબત હજુ

તદ્દન અંધારામાં છે. એ બાબતમાં હિન્દના મહર્ષિઓ જેવા ઉંડા ઉતર્યા છે તેટલા તો શું પરંતુ તેના શતાંશ ભાગ જેટલો પણ બીજા લોકોએ વિચાર વટીક કર્યો નથી!!!

પ્રમુદાસ—તમારા કહેવાથી મને ઘણું આશ્ચર્ય લાગે છે. જેઓ પૃથ્વીમાં ઘણાજ સુધરેલા લોક ગણાય છે, અને જેમણે અજબ પમાડે તેવી શોધો કરી છે કે તે આપણને ઘણોજ અચંબો ઉત્પન્ન કરે છે તેના પર મોહિત થઇ હિન્દનો તમામ સુધરેલો વર્ગ તેનો અભ્યાસ કરવા મહા પ્રયત્ન કરી રહ્યો છે તેવા યુરોપના બાહોશ માણસો ખોરાક વિષેના વિચારમાં હજુ ઘણા પાછળ છે એ બાબત મને હૈયે બેસતી નથી. જો કે ખરૂં છે કે પ્રથમ તેઓ માંસાહારી વધારે હતા, પરંતુ હાલ કેટલીક મુદતથી ત્યાંના દરેક માણસોના ખોરાકમાં માંસ ઓછું થયેલ છે અને વનસ્પતિનો ખોરાક વધેલો છે; તેમજ કેટલીક તો એવી મંડળીઓ થએલી છે કે તેમણે તો માંસાહારનો તદ્દન ત્યાગ કરેલો છે, અને ફક્ત વનસ્પતિના આહાર ઉપરજ પોતાનું જીવન ગાળે છે. માંસાહાર કરતાં વનસ્પતિનો આહાર શારીરિક કૌવતમાં કાંઈ ઓછો નથી. વળી માંસાહારથી થતા કેટલાક રોગો વનસ્પતિના આહારથી થતા નથી. માટે વનસ્પતિનો આહાર ઉત્તમ છે, એમ હવે

વધારે મનાયું છે. ખોરાક માટે આથી વધારે શું સમજવાનું છે ?

પ્રેમદાસ—વનસ્પતિનો ખોરાક પણ બધો એક તરેહનો હોતો નથી. જુદા જુદા વનસ્પતિના ખોરાકથી શરીર ઉપર અને મન ઉપર જુદી જુદી અસર થાય છે. એ બાબતમાં કદાચ જુદી જુદી વનસ્પતિના ખોરાકથી શરીર પર અમુક અમુક અસર થાય છે એ બાબત આધુનિક યુરોપીયન વૈદકજ્ઞાન કાંઈક પ્રકાશ પાડતું હશે, અમુક ખોરાક મગજપર અસર કરી બેભાન બનાવે છે, અમુક ખોરાક મગજપર અસર કરી ગાંડા બનાવે છે, એ બાબતપર પણ પ્રકાશ પાડતું હશે, પરંતુ મન પર તે ખોરાકની શું શું અસર થાય છે એ બાબત ઝાઝો પ્રકાશ પાડતું હોય એમ જણાતું નથી. તે બાબતમાં હિન્દના મહર્ષિઓ જ ઘણા ઉંડા ઉતરેલા છે અને લાખો વરસથી તેનો વ્યાવહારિક પ્રચાર પણ જનસમાજમાં કરેલો છે. ખોરાકથી મન પર જુદી જુદી અસર શી રીતે થાય છે તે બાબત આવતી કાલે વાત કરીશું. આજતો આ ગામની ધર્મશાળામાં એક દુધાહારી માણસ આવેલ છે તેને જોવા માટે હજાર વહેલા ઘર તરફ વળીએ.

---

## દિવસ ૧૦ મો.

### ખોરાકની મનપર અસર.

પ્રભુદાસ—ગઈ કાલે સાંજે પાછા વળતાં આપણે જે દુધાહારી માણસની પાસે ગયા હતા તે બહુ શાંત જણાય છે. આજકાલ કેટલાક છળકપટવાળા વેષધારી જોવા તે લાગતો નથી.

પ્રેમદાસ—તમારૂં ધારવું ખરૂં છે. પરંતુ તે માણસની પ્રથમની સ્થિતિ કેવી હતી તે બાબત તમે કાંઈ તપાસ કરી?

પ્રભુદાસ—તે તપાસ શી રીતે થાય! ત્યાં બીજા કોઇ તેની હકીકતથી વાકેફ નહોતા ને તે દુધાહારીને જ પુછીએ તો તે કહે તેમાં આપણને વિશ્વાસ શી રીતે આવે?

પ્રેમદાસ—આજે મારા પાડોશીને ત્યાં એક તેમના સગા આવેલ છે તેમની સાથે મારે કેટલીક વાતચીત થઈ છે. તે ઉપરથી જણાય છે કે જે દુધાહારી માણસ જોયો તે માણસ દશાઓઢ વાણીયો છે અને તે કાઠીયાવાડ તરફનો છે. આજથી પાંચ વરસ પહેલાં તે ઘણોજ લુચ્ચો, ખોટા દસ્તાવેજ બનાવનાર, વ્યભિચારી, ઠગારો વગેરે દુર્ગુણોનો ભંડાર હતો. તે વાંઢો હતો. પોતાના કૃત્યના પરિણામમાં તેની

જીંદગી તેને બહુ બોજારૂપ લાગવા માંડી તેથી કંટાળી ગામ મુકી બહાર નીકળી પડયો. ત્યાં કોઇ સંત પુરૂષના સમાગમમાં આવવાથી તેના બતાવવા પ્રમાણે તેણે મુનિવૃત્ત ધારણ કર્યું અને ફક્ત દુધ નો જ આહાર કરવા માંડયો. દિવસે દિવસે તેની જીહ્વા ઈંદ્રિયનો પુરતો નિગ્રહ થવાથી પ્રથમના ગમે તે ખોરાકથી મન ઉપર જે ખરાબ અસર થતી તે થતી બંધ થઇ અને તેને બદલે દુધ જેવો સાત્વિક આહાર જ કરવાથી મનમાં સારા વિચારોનાં તત્ત્વો દાખલ થતાં ગયાં. આજે પાંચ વરસમાં તેના મનનો ઘણો ફેરફાર થયો છે. ખોરાકથી મનપર કેવી અસર થાય છે તેનો આ પ્રત્યક્ષ દાખલો ઇશ્વર કૃપાથી જ તમારા પ્રશ્નના સમાધાન માટે જોવામાં આવ્યો.

આ માણસનું અંતઃકરણ નિર્મળ થયું છે એમ આપણે શા ઉપરથી ધારી શકીએ તે બાબત પણ મેં તે મારા પાડોશીને ત્યાં આવેલ માણસને પુછી જોયું તો તેમણે કહ્યું કે પાંચ સાત માસ ઉપર તે દુધાહારીના ભાઇ તેની પાસે આવ્યા હતા. તેમને કોઇ મીલકત સંબંધી પોતાને વતન તકરાર થઇ હશે અને તેમાં આ દુધાહારી કોરટમાં જુબાની આપવા આવે તો તેમના લાભમાં કામ ઉતરે તેમ હતું. પરંતુ આ દુધાહારીએ તેમને ચોખ્ખું

કહી દીધું કે પ્રથમ મેં ઘણાં કાળાં કામ કર્યાં છે તેમાંથી પ્રભુએ મને મોકળો કરી મારી સ્થિતિ સુધારી છે, હવે હું આમથી આમ સૂર્ય ઉગે તોપણ તમારી ખટપટમાં પડીશ નહીં. માટે તમે આવ્યા તેમ પાછા જાઓ. આમ કહી તેમને રજા આપી. જો તેના મનમાં કાંઈ કપટ કે ઠગાઈનો અંશ રહ્યો હોત તો તે પોતાના ભાઈઓને મદદ કરવા જાતે જાત અથવા કાંઈ યુક્તિ પ્રયુક્તિ બતાવત. તે માણસ હજુ અહિં જ છે. તમારે મળવું હોય ને તે ખાત્રી કરવી હોય તો કરશો.

પ્રભુદાસ—આપે જે ખાતરી કરી તે બસ છે. મને આપના કહેવા પર પૂરતો વિશ્વાસ છે. ફક્ત ખોરાકનું મન ઉપર આટલું જોર હશે એ બાબત આજદિન સુધી મારા અંધારામાં જ રહી હતી. તો હવે આપ કહેશો કે કેવો ખોરાક મનને સુધારનાર છે અને કેવો ખોરાક મનને બગાડનાર છે.

પ્રેમદાસ—ખોરાકના મુખ્ય ચાર ભાગ પાડયા છે. ૧ સાત્વિક ખોરાક ૨ રાજસી ખોરાક ૩ તામસી ખોરાક ૪ અતિતામસી ખોરાક.

૧ સાત્વિક ખોરાકથી મનમાં સત્વગુણનો વધારો થાય છે–સત્વગુણનું લક્ષણ એ છે જે–જે માણસના અંતઃકરણમાં સત્વગુણનું પ્રાધાન્ય થાય છે તેનામાં ધર્મનાં ચારે પગથીયાં–સત્ય, દયા, વૈરાગ્ય

અને જ્ઞાન એ ચારેનું વાસ્તવિક સ્વરૂપ સમજવાની શક્તિ આવે છે અને તેને ઉપયોગી ધૈર્ય વગેરેની પ્રાપ્તિ થાય છે.

૨ **રાજસ** ગુણનું લક્ષણ એ છે **જે-જે** માણસના **અં**તઃકરણમાં રાજસ ગુણનું પ્રાધાન્ય હોય છે તેનામાં બીજાના ઉપર પોતાની શ્રેષ્ટતા સ્થાપવાની આકાંક્ષા હોય છે. રાજસ ખોરાકથી મનમાં તેવાં તત્વોનો વધારો થાય છે.

૩ તામસ ખોરાકમાં–પોતાને સહેજ ફાયદો થતો હોય ને બીજાને ઘણું નુકશાન થતું હોય તોપણ તે કાર્ય કરવામાં પ્રવૃત્તિ વધે છે. બીજાનાં દુઃખ જાવા છતાં અંતઃકરણમાં કશી અનુકંપા થતી નથી. આપ સ્વાર્થમાં અંધપણું થઈ જાય છે.

૪ અતિ તામસ ખોરાકમાં–પોતાને નુકશાન કરીને પણ બીજાને નુકશાન થતું હોય તેમાં અંતઃકરણ રાજી થાય એવું મન થઈ જાય છે. અતિતામસ ખોરાક ખાવાથી આવું અંતઃકરણ થઈ જાય **છે.**

દરેક ખોરાકના વ્યક્તિવાર ગુણદોષ જાણવા માટે વનસ્પતિશાસ્ત્રનો અભ્યાસ કરવાથી વધારે ખાત્રી થશે.

પુષ્ટિમાર્ગમાં ફક્ત સાત્વિક ખોરાક ખાવાની રજા છે. રાજસ ખોરાક લેવાની લગભગ મના જેવું છે. અતિ જરૂરના પ્રસંગે શરીરરક્ષા માટે જ રાજસ પદાર્થો વાપર-

વાની રજા છે અને તામસ પદાર્થોની તદ્દન મના છે અને અતિતામસ પદાર્થનો સ્પર્શ કરવાની પણ મના છે.

પ્રભુદાસ—ખોરાક માટે જે મુદ્દો જણાવવાનો તે બધો ઉપરની બાબતમાં આવી જતો હશે.

પ્રેમદાસ—ના. આ ઉપરાંત ખોરાક માટે હજુ ઘણું કહેવાનું બાકી છે તે આવતી કાલે આગળ ચલાવીશું.

## દિવસ ૧૧ મો.

સ્પર્શદોષથી ખોરાકપર થતી અસર.
( વર્ણભેદ જન્મથી જ છે )

પ્રેમદાસ—ગઇ કાલે તમને ખોરાકના ગુણથી મનની વૃત્તિમાં થતો ભેદ બતાવ્યો હતો. આજે ખોરાકના સ્પર્શદોષની બાબત કહેવા ધારૂં છું. ખોરાક સાત્વિક છતાં સ્પર્શદોષથી રાજસ અને તામસ તથા અસ્પર્શ્ય બની જાય છે. આ બાબત તમને વધારે નવાઇ જેવી લાગશે પણ તે બાબત ખરી છે. તેના પર ખાસ વિશેષ લક્ષ આપવાની જરૂર છે.

પ્રભુદાસ—ખોરાકના સ્પર્શદોષની બાબતથી હું ઘણે દરજ્જે અજ્ઞાન છું જેથી મને નવાઇ લાગે જ; પરંતુ આપની સાથેની આજદિન સુધીની વાત ઉપરથી મારા

મનમાંથી કેટલીક ખુમારી નીકળી ગઈ છે. હું પોતેજ જે માનતો તે ખરૂં છે અને બાકી બધા વહેમ અથવા ધતીંગ છે આમ હું માનતો હતો તે મારા વિચારમાં આપે મોટો ફેરફાર કરી નાંખ્યો છે. માટે આપ ખોરાકના સ્પર્શદોષની હકીકતથી મારા અંતઃકરણમાં નવું અજવાળું પાડશો એમ પાકો ભરૂંસો છે જેથી તે સાભળવાને હું ઘણો આતુર છું.

પ્રેમદાસ—(દોષ) મલીનતા બે પ્રકારની છે. (૧) બહારની મલીનતા (૨) અંતરની મલીનતા.

આ સોનાની વીંટી છે તે કાદવમાં પડી જાય તેને તેમાંથી કાઢીએ તો તેને બહાર જ મલીનતા લાગેલી જણાય છે. કાદવની મલીનતા તેની અંદર દાખલ થયેલી જણાતી નથી. પરંતુ ઘહું–ચોખા જેવી ચીજો મલીન કાદવમાં પડતાં તેને બહારથી જ મલીનતા લાગે છે એટલું જ નહિ પરંતુ તેની મલીનતાનો અંશ અંદર પણ દાખલ થયેલો જણાઇ આવે છે. જો અંદર દાખલ ન થતી હોય તો પ્રથમના શુદ્ધ ગહું ચોખામાં અને કાદવમાં પડેલા ગહું ચોખા જેવી ચીજમાં પાણીથી ધોઈ સૂકવ્યા પછી પણ પ્રથમના જેવા શુદ્ધ દાણામાં જે સ્વાદ હતો તેવો સ્વાદ નથી.

અનાજ વગેરે ખાવાના પદાર્થો ઘન અને પ્રવાહી ભેદવાળાં છે. તેઓ વળી પોતાના અસલ રૂપમાં અને તેને કોઈપણ જાતનો સંસ્કાર થયેલ હોય તે વગેરે ભેદવાળાં

છે. આવા ભેદવાળા પદાર્થોને લીધે બાહ્ય સ્પર્શદોષ અને અંતર સ્પર્શદોષ વિવિધ પ્રકારથી લાગે છે.

પ્રભુદાસ—ખોરાકને બે પ્રકારના દોષ લાગે છે તે સમજાય છે પરંતુ વાણીયાના હાથનું રાંધેલું બ્રાહ્મણને ન ખપે અને કુંભારના હાથનું રાંધેલું વાણીયાને ન ખપે, ઢેડને અડીને નાવું જોઇએ આ અને એવી અન્ય બાબતોમાં કેવા સ્પર્શદોષ લાગતા હશે તે બાબતમાં હું સમજતો નથી. જો કે તેમાં કાંઇક ઉંડો સ્પર્શદોષ હશે અને તેની મન પર ઉંડી અસર થવી જોઇએ એમ હવે મારૂં અંતઃકરણ કબુલ કરે છે પરંતુ મને સમજ પડી શકે તેવી થોડીક બાબત પણ મને જણાવશો કે જેથી કાંઇક અંશે મારા મનનું સમાધાન થાય.

પ્રેમદાસ—આ એક લીંબોળી છે અને આ કેરીનો ગોટલો છે. આ બન્નેના ગુણ જુદા છે એ વાત તો તમે જાણો છો. તે બન્ને એકજ જમીનમાંથી ખોરાક મેળવી વૃદ્ધિ પામે છે. પરંતુ બન્નેથી જુદા જુદા ગુણવાળાં ઝાડ ઉત્પન્ન થાય છે. આ ભેદ સ્પષ્ટ માલમ પડે તેવો છે પર તુ આંબાની ઘણી જાત છે. અને તે જાતો તેનાં ફળ (કેરી) ના તફાવત ઉપરથી જણાય છે. નામ કેરી છતાં જુદા જુદા ગુણ-

વાળી હોવાથી ઘણા પ્રકારની છે એ બાબત કેરીના ખાસ ખુબ ભેદ જાણ્યા વગરનો માણસ જાણતો નથી તેવીજ રીતે માણસો બહારથી જોતાં એકજ જાતનાં દેખાય છે પરંતુ કેરીના અંદરના ગુણભેદની પેઠે મનુષ્યના અંતરના સ્વભાવભેદથી તેની ઘણી જાતો છે, તેનો ઉંડો અભ્યાસ જેને થયેલો છે તેને (૧) બ્રાહ્મણ (૨) ક્ષત્રિય (૩) વૈશ્ય (૪) શુદ્ર (૫) યવન વગેરે અને અસ્પૃશ્ય ગણાતા વર્ગમાં બહુ સારી રીતે ગુણભેદ માલમ પડે છે.

**પ્રભુદાસ**—તમે ઉપરની વાત કહી તે ખરી હશે પરંતુ ઘણા બ્રાહ્મણના આચરણ શુદ્ર જેવાં કે તેથી પણ હલકાં હોય છે અને ઘણા શુદ્ર ગણાતા છતાં ઉત્તમ આચરણવાળા માલમ પડે છે; તો જ્ઞાતિ પ્રમાણે ગુણભેદની બાબત શી રીતે મનાય?

**પ્રેમદાસ**—દરેક જ્ઞાતિમાં બધા માણસ કાંઈ પોતપોતાનું કર્તવ્ય સમજનારા હોતા નથી અને માબાપની કૃતિ પ્રમાણે તેની પ્રજા પણ થાય છે વળી તે પ્રજાને જેવો સંગ હોય તેમજ ઉદરનિર્વાહ માટે જેવી અનુકુળતા, પ્રતિકુળતા હોય અને તેને અંગે તેના મનપર જે જે જુદા જુદા સંસ્કારો પડે તે પ્રમાણે આચરણમાં ન્યૂનાધિકપણુ દરેક માણસ પ્રત્યે થાય

છે. જેથી અમુક અમુક વ્યક્તિના સંબંધમાં તમારે જેમ કહેવું છે તેમ હોઇ શકે, પરંતુ દરેક જ્ઞાતિના સામાન્ય લક્ષણ જોવા માટે ૧૦૦ બ્રાહ્મણ, ૧૦૦ ક્ષત્રિય, ૧૦૦ વૈશ્ય અને ૧૦૦ શૂદ્ર લઇએ તો બ્રાહ્મણમાં સત્યપર પ્રીત, વિદ્યામાં અનુરાગ, ઇન્દ્રિય-નિગ્રહ, નિરપેક્ષપણું વગેરે સદ્ગુણો બીજા કરતાં વધારે માલમ પડશે. ક્ષત્રિયમાં નિડરપણું, બાહુબળ, બીજાના રક્ષણમાં વૃત્તિ વગેરે સદ્ગુણો માલમ પડશે. વશ્યોનાં વેપાર વગેરેનું સાહસ ખંડવાની વૃત્તિ, કપટભાવ, પશુપાલન વગેરે વૃત્તિથી જન-સમાજને ઉપયોગી થવાનો સદ્ગુણ માલમ પડશે. અને શૂદ્રોમાં ઉચ્ચ સદ્ગુણોનો અભાવ હોઈ તેમની ચાકરી કરી પરતંત્રતા છતાં તેમાં બીલકુલ લાગણી ન દુઃખાય એવી વૃત્તિ વધારે જોવામાં આવશે. આ બધા ગુણો તેમનામાં પરંપરાથી પોષાતા આવે છે અને જ્ઞાતિબંધનના રીવાજના જ આભારી છે. જો એક જ્ઞાતિની કન્યા બીજી જ્ઞાતિમાં જતી આવતી હોય તો આ જ્ઞાતિઓમાં આવો ખાસ તફાવત હજુ થોડેઘણે અંશે કાયમ રહ્યો છે તે ન જોવામાં આવત. અને જે અધ્યાત્મવિદ્યા હાલ હિંદુઓમાં ટકી રહી છે તે પણ ન હોત. આર્યપ્રજાનું નામ-નિશાન પણ ન હોત! બીજી પ્રજાઓના ઇતિહાસ

વાંચવાથી અને હિંદનો ઇતિહાસ વાંચવાથી ખાત્રી થશે કે હિંદને માથે ઘણી આફતો આવતાં છતાં જૂની અધ્યાત્મ જાહોજલાલી જે જળવાઈ રહી છે તે બધા જ્ઞાતિબંધનના જ પ્રતાપ છે અને હવે પણ જળવાઇ રહેશે તે જ્ઞાતિબંધનને લીધે જ જળવાઈ રહેશે.

આ બાબત બરાબર રીતે તમને સમજાય તેમ નહીં હોય પરંતુ જેમ જેમ તમે પ્રીતિથી આ બાબતમાં ઉંડા ઉતરશો તેમ તેમ તમને ખાત્રી થશે.

## દિવસ ૧૨ મો.

ખોરાક તૈયાર કરનારના મનની ભાવના ખોરાકમાં પ્રવેશે છે, તેને લઇને જ્ઞાતિભેદની આવશ્યકતા.

પ્રભુદાસ—તમે અમુક અમુક જ્ઞાતિના સેંકડો માણસો લઇ તેનો મુકાબલો કરવા કહ્યું, તે ઉપરથી તો આપના કહેવા પ્રમાણે કાંઈક ગુણભેદ હોય એમ સમજાય છે ખરૂં, પણ તેમ છતાં એક વાણીઓ સચૈલ સ્નાન કરી શુદ્ધ અનાજથી રસોઇ તૈયાર કરે તે બ્રાહ્મણને ખાવામાં શું બાધકારક થાય છે, તે બાબત હું સમજી શકતો નથી.

પ્રેમદાસ—ખોરાક પર જેમ બીજા પદાર્થોના સ્પર્શથી સ્પર્શદોષ લાગે છે, તેમજ માણસના સ્પર્શથી પણ સ્પર્શદોષ લાગે છે. અનાજ પોતાના સાદા રૂપમાં હોય તો કાંઇક ઓછો સ્પર્શદોષ લાગે છે, પરંતુ જેનાપર કાંઈ ક્રિયા થઈ ખાવા લાયક પદાર્થ બને છે, તેનાપર જુદા જુદા ગુણભેદવાળા માણસના સ્પર્શથી બહારના અને અંતરના એવા બન્ને પ્રકારના સ્પર્શદોષ લાગે છે. તમારા કહેવા પ્રમાણે સારી રીતે સચૈલ સ્નાન કરી તમામ નવાં વસ્ત્ર પહેરી વાણીઓ રસોઈ કરે તેથી તે અનાજને બાહ્ય દોષ લાગતો ન જણાય તોપણ સામાન્ય રીતે બ્રાહ્મણના અંતઃકરણની નિર્મળતા જેટલી વૈશ્યની નિર્મળતા હોતી નથી, જેથી વૈશ્યના હાથે જે રસોઇ થાય છે તેમાં તેના અંતઃકરણની ભાવનાનો સ્પર્શદોષ લાગે છે, જેથી તે તૈયાર ખોરાક જો બ્રાહ્મણ ખાય તો તેવી ભાવનાનો કાંઇક અંશ તો તે બ્રાહ્મણના અંતઃકરણમાં પ્રવેશ થાય જ. આમ કેટલીક મુદત ચાલે તો પછી બ્રાહ્મણની નિર્મળ અંતઃકરણની શુદ્ધ ભાવના ઓછી થઇ વૈશ્યની અંતઃકરણની કાંઈક મલીન ભાવનાવાળું તેનું અંતઃકરણ થાય, જેથી તેનામાં જે ઉત્તમ ગુણો પ્રથમ હોય તેમાં ઘણી ખામી આવે. માટે અસલના વખતથી જ આ

આર્યાવર્તમાં જ્ઞાતિબંધન પદ્ધતિ ચાલી આવે છે તે આલોક અને પરલોક બન્ને માટે બહુ જરૂરની છે. જુઓ, તમે નળાખ્યાનમાં વાંચ્યું હશે કે નળરાજા બાહુકના વેષમાં હતો તે વખતે અયોધ્યામાં રૂતુપર્ણરાજાને ત્યાં ઘોડાની ચાકરી કરવા રહેલો, છતાં પોતે જ હાથે રાંધી જમવાનો ઠરાવ કરી રહ્યો હતો, અને જ્યારે દમયંતીએ તે નળજ છે, એની પરીક્ષા કરવા પોતાના પિતાને ત્યાં બોલાવ્યો ત્યારે નળના હાથની રસોઈ કેવા સ્વાદવાળી થાય છે તે દમયંતી પારખી કાઢે તેમ હોવાથી, બાહુકે કરેલી રસોઇ યુક્તિથી બાહુક પાસેથી દમયંતીએ મગાવી ખાઈ જોઇ, તે ખાતાં જ તેના સ્વાદથી તે રસોઇ કરનાર નળ જ છે એમ તેની ખાત્રી થઇ. માટે એકજ જાતનું અનાજ હોય છતાં જુદા જુદા માણસથી થતી રસોઇના ગુણસ્વાદમાં અને પવિત્રતામાં ફેર પડે છે, માટે ઉત્તમ આચારવિચારવાળાએ બીજા ઓછા આચારવિચારવાળાના હાથની રસોઇ ખાવી ન જોઇએ. એક જ્ઞાતિ છતાં ભિન્ન ભિન્ન અંતઃકરણના ગુણદોષવાળા માણસોની રસોઇ જમતાં પણ તેવોજ સ્પર્શદોષ અવશ્ય લાગે છેજ, માટે પોતાના હાથે રસોઇ કરી જમનારની જે ચેષ્ટા કરે છે, તે ફક્ત અવિચારને લીધેજ છે એમ

સમજવું, પરંતુ બારીક વિચાર કરતાં તેમાં ઘણું ઉંડું રહસ્ય રહેલું છે એમ જણાયા વિના રહેતું નથી. એ વહેમ નથી પણ ખરો સુધારો છે.

## દિવસ ૧૩ મો.

### જીહ્વા ઇન્દ્રિયનો નિગ્રહ.

પ્રભુદાસ—જીભઇન્દ્રિયના નિગ્રહ માટે આપે ખોરાકની શુદ્ધ અશુદ્ધ બાબત તથા તેના પેટામાં જ્ઞાતિભેદનું કાંઈક રહસ્ય કહી બતાવ્યું, તેથી મારા મનનું કાંઇક સમાધાન થયું છે. જો આ બાબત બીજું કાંઈ જાણવા લાયક હોય તો તે અગર બીજી ઇન્દ્રિયો વિષે આગળ ચલાવશો.

પ્રેમદાસ—જીભ ઈન્દ્રિયના નિગ્રહ માટે જેટલું કહીએ તેટલું ઓછું છે, પરંતુ તમારા અંતઃકરણમાં તે સંબંધી વધારે બાબત ઠરે તેવું નથી, જેથી ખોરાક સંબંધી વધારે કહેવાનું એટલું છે કે જેનાપર પ્રભુની કાંઇક કૃપા થઈ હોય તેઓ તો પોતાને માટે ખોરાક રાંધતા નથી, પરંતુ પોતાના ઘરના નાયક તરીકે ઘરમાં પધરાવેલ પ્રભુના સ્વરૂપને પોતાના ઘરના સ્વામી ગણી તેમના માટેજ તમામ

ખોરાક ( સામગ્રી ) શુદ્ધ કરી તૈયાર કરે છે, અને પછી પ્રભુને આરોગાવી પોતે તેમના ઉચ્છિષ્ટ તરીકેની પ્રસાદી જમે છે. આથી જીભના નિગ્રહપર વધારે અસર થાય છે. આમાં રહેલું રહસ્ય તમને હાલ તરત સમજાય તેમ નથી, માટે હવે પછી પ્રસંગે કહીશ.

આ ઉપરાંત જીભના નિગ્રહ માટે એક બીજી વાત પણ કરવાની છે. જીભનું જેમ સ્વાદ ચાખવાનું કાર્ય છે તેમજ આપણે જે કાંઇ બોલીએ છીએ, તેમાં જીભનો ખપ મુખ્ય છે માટે જીભના નિગ્રહ માટે વાણીને બહુ નિયમમાં રાખવાની જરૂર છે. શ્રીવલ્લભાચાર્યજી નિબંધમાં ભક્તિપ્રકરણભાગમાં આજ્ઞા કરે છે કે—

**वृथालापक्रियाध्यानं; सर्वथैव परित्यजेत् ॥ २३९ ॥**

મિથ્યા ધ્યાન, મિથ્યા વાણી અને મિથ્યા ક્રિયાનો ત્યાગ કરવો. મિથ્યા ધ્યાનનો ત્યાગ કરવાથી મનોનિગ્રહ થાય છે, મિથ્યા વાણીનો ત્યાગ કરવાથી મુખ્યત્વે જીભ ઇન્દ્રિયનો નિગ્રહ થાય છે અને મિથ્યા ક્રિયાનો ત્યાગ કરવાથી કર્મેન્દ્રિયોનો નિગ્રહ થાય છે. વળી આ દરેકનો ત્યાગ કરવા માટે તે દરેક ઇન્દ્રિયને કેવા કેવા ઉપયોગમાં લગાડવાથી સંયમ થઇ શકે છે, તે પણ બહુ સરસ રીતે બતાવ્યું છે. તે તે બાબત જ્યાં જેટલું કહેવાની જરૂર જણાશે ત્યાં બતાવીશ.

પ્રભુદાસ—મિથ્યાવાણી કોને કહેવી તે બાબત સમજાવશો.

પ્રેમદાસ—ખરી રીતે તો પ્રભુના ગુણગાન અને પ્રભુસેવામાં ઉપયોગી બાબત વિના જ બીજી વાતચીત તમામ મિથ્યાવાણી છે, પરંતુ તે બાબત સાધારણ જનસમાજને સમજાય તેમ નથી. માટે તમારે એટલું યાદ રાખવું કે જેને આપણે બડબાટ કહીએ છીએ તેનો તો દરેક માણસે ત્યાગ કરવો. વ્યવહારમાં પણ વગર અર્થનું બોલનાર બહુબોલો ગણાય છે. માટે ખપ જેટલું જ બોલવું. સત્ય, હિતકારક અને પ્રિય વચન બોલવું. આ બાબત જીભના નિગ્રહ માટે અવશ્યની છે.

---

## દિવસ ૧૪ મો.

---

### જીહ્વા ઇન્દ્રિયના નિરોધ માટે યોજેલ ઉપાય.

---

પ્રભુદાસ—આપે જીભના નિગ્રહ માટે ત્રણ દિવસથી મને જે પાઠ શીખવ્યો, તે પાઠ શીખવવા માટે શ્રીવલ્લભાચાર્યજીએ કિન્ડરગાર્ટન શિક્ષણનો શો ઉપયોગ કર્યો છે તે બતાવશો?

પ્રેમદાસ—હું તમને ફરી પુછું છું કે કિન્ડરગાર્ટન પદ્ધતિ

એટલે શું ? તે બાબત તમને યાદ રહી હોય તો કહો.

પ્રભુદાસ—જેમ બાગમાં માળી જુદા જુદા છોડને તેના ગુણને અનુસરી ખાતર પાણી વગેરેથી ઉછેરે છે, તેમજ મનની જુદી જુદી શક્તિવાળા બાળકોને તેમની તે તે શક્તિઓને અનુસરી તેમને ખીલવવી. આ પદ્ધતિને કિન્ડરગાર્ટન પદ્ધતિ કહે છે. આમ આપે પ્રથમ કહેલ છે, તે મેં સમજીને ગોખી રાખી છે.

પ્રેમદાસ—જનસમાજને અનેક પ્રકારના પદાર્થોના સ્વાદથી જીભને સંતોષવી બહુ પ્રિય છે, તેમજ અનેક પ્રકારના વાર્તાલાપ બહુ પ્રિય છે. તે પ્રિયના ઉપર બળાત્કાર કરી તેમને એમ સમજાવીએ કે તમારા કલ્યાણ માટે તમારે ફક્ત રોટલો રોટલી ને શાક કે દુધજ ખાવું અને મોઢે કાંઇ બોલવું નહિં-મુંગાજ રહેવું, તો આ બળાત્કાર સહન થઇ શકે તેવો નથી. એટલુંજ નહિ, પરંતુ ધારો કે તે જીવને આગળ વધવાની અપેક્ષા છે, જેથી તેમ કરવા તૈયાર થયો છતાં અનેક કાળના અભ્યાસને લીધે તેનું મન તે તે વિષયમાં રમ્યા કરશે. તેને બીજો રસ્તો આપ્યા વગર મનનો તે પ્રવાહ કદી મોળો પડશે કે બંધ થઇ શકશે નહિ. શરીર ઉપર એક

મોટું ગુમડું થયું હોય તો તેને પૂરેપૂરૂં પકવ્યા વગર સહેજ સહેજ લોહી કે પરૂ કાઢી નાખી તેનું મોટું પટ્ટી લગાવી બંધ કરવામાં આવે તો વાસ્તવિક રીતે તે ગુમડું મટતું નથી પરંતુ તેનો તમામ બગાડ નીકળી જાય ત્યાં સુધી તેને પકવવાનીજ દવા કરવામાં આવે છે ને પછી બરાબર પાકી રહી પરૂ આવવું બંધ થાય ત્યારેજ તેને રૂઝની દવા અપાય છે, તેજ મુજબ જીભ ઇન્દ્રિય અને બીજી ઇન્દ્રિયોના આગલા-ઘણા કાળના અધ્યાસને લીધે તેના પર બળાત્કાર કરવાથી તે બહારના દેખાવમાં બીજાને ગમે તેમ બંધ થએલું દેખાય, પરંતુ ઇન્દ્રિયોનું નાયક મન તેવા તેવા અધ્યાસમાં રમતું રહે છે, માટે ધીમે ધીમેજ તે અધ્યાસને કાઢી પ્રભુ તરફનો અધ્યાસ વધારાય છે.

શ્રીવલ્લભાચાર્યજીએ જીભની અનેક પ્રકારના આલાપ પ્રિયતાની બાબતને અનુસરી કાનને પ્રિય લાગે તેવા પ્રભુની અનેક લીલા સંબંધી રાગ રાગણી ગાવાની આજ્ઞા કરેલી છે. જીભની આલાપપ્રિયતા બંધ ન થવાથી લૌકિકજ આલાપપ્રિયતાનું સ્થાન બદલી પ્રભુ સંબંધી લીલાઓના આલાપનું સ્થળ જીજ્ઞાસુ જન ગ્રહણ કરી શકશે, લૌકિક અને અધ્યાસને બદલે કેટલેક કાળે પ્રભુલીલાના

આલાપમાં અધ્યાસ વધતો જશે અને છેવટ લૌકિક આલાપમાં તદ્દન વૈરાગ્ય થઈ પ્રભુ આલાપમાંજ પૂર્ણ નિવૃત્તિ થશે.

પ્રભુદાસ—આલાપની બાબત મને સમજાઈ છે. હવે ખોરાક સંબંધી અધ્યાસ ઘટાડવા માટેની પદ્ધતિ સમજાવશો.

પ્રેમદાસ—જેને પોતાનું શ્રેય કરવાની ઈચ્છા છે તેઓ પોતાના મન પર બળાત્કાર થયા વગર અમુક અમુક ફેરફાર કરવા બાબતમાં તો ખુશી હોય છે. પરંતુ તેની વૃત્તિઓને તદ્દન દાબી દેવામાં આવે તો તે સહન કરી શકતા નથી.

મેં તમને જુદા જુદા ગુણવાળા ખોરાકની બાબત પ્રથમ કહેલ છે, તે પૈકી અમુક ખોરાક તમોગુણી હોવાથી અડચણ કર્તા છે. તેનો ત્યાગ કરવાનો બોધ તેવા જીજ્ઞાસુ માણસો ખુશીથી ગ્રહણ કરે છે. કારણ કે જીભને અમુક પદાર્થોનો સ્વાદ આપવો, એવો તો તેમનો આગ્રહ હોતો નથી, ને સ્વાદને મળતી બીજી ચીજની છુટ હોય, તો નુકસાનકારક પદાર્થનો ત્યાગ ખુશીથી કરે છે. તામસ અને રાજસ પદાર્થોને બદલે તેવાજ સ્વાદના બીજા સાત્વિક પદાર્થ વાપરવામાં તેના પર બળાત્કાર થતો નથી, જેથી તામસ, રાજસ પદાર્થોનો ત્યાગ થઈ શકે છે. આ પદાર્થો ઘણી મુદત ખાવામાં આવતાં મનપરસારી અસર થાય છે.

પછી તેવી અસરવાળું મન સમજી શકે છે કે આ મનુષ્યદેહ ખાનપાનને ખાતર નથી પણ જીંદગી નભાવવાને ખાતરજ ફક્ત ખાનપાન છે. વળી તે પણ તે સમજી શકે છે કે પ્રભુ તરફ મન વાળવું, અને તેમાંજ પૂરી રીતે ચોંટાડવું, તે જરૂરનું છે, અને તે મનુષ્યદેહથી જ બની શકે છે, માટે આ મનુષ્ય જીંદગીનું સાફલ્ય ખાનપાન નથી, પરંતુ સર્વ પ્રકારે મનની સ્થિતિ પ્રભુતરફ વાળવી અને પ્રભુ સિવાય બીજી કોઇ બાબતમાં મન નજ જાય, એ આ જીંદગીનું ઉત્તમ ફળ છે. આટલું સમજી શકે છે. આ બાબત અંતઃકરણથી ખરી રીતે સમજાય, તો પછી તે રસ્તે ચાલવાને લોભાય છે. ને અડચણ ખસેડતાં ખસેડતાં તેનામાં મનઃ સંયમનું જોર આવતું જાય છે, ત્યારે ખરી રીતે પ્રભુમાં પ્રેમ થાય છે, પછી આસક્તિ થાય છે; પછી વ્યસન થાય છે. જ્યારે વ્યસન દશા થાય છે, ત્યારેજ અંતઃકરણમાં સમજાએલી બાબત અંતઃકરણમાં ફળ રૂપ થઇ બીજભાવ દ્રઢ કરે છે. પ્રભુમાં પ્રેમ, આસક્તિ, વ્યસન અને બીજભાવનું દ્રઢપણું થવું એ શબ્દો હાલ તમે બરાબર નહીં સમજી શકો, તે માટે શ્રીવલ્લભાચાર્યજી કૃત નાના નાના ૧૬ ગ્રંથો છે, તે પૈકી ભક્તિવર્ધિનીનો અભ્યાસ થશે, ત્યારે સમજાશે.

---

# દિવસ ૧૫ મો.

## ઇન્દ્રિયનિગ્રહ.

પ્રભુદાસ—જીભના નિગ્રહ વિષે મને ઠીક સ્પષ્ટતાથી સમજાવ્યું, તેવીજ રીતે ઉપસ્થ ઇંન્દ્રિયના નિગ્રહ માટે સ્પષ્ટતાથી સમજાવવા કૃપા કરશો.

પ્રેમદાસ—દોષમાત્રમાં પ્રથમ દોષ કામ છે, જીભ ઇંન્દ્રિય રસાસ્વાદમાં લુબ્ધ હોય તો તે માણસ લોકમાં થોડો નિંદાપાત્ર ગણાય છે, પરંતુ કામી માણસ વધારે નિંદાપાત્ર ગણાય છે, માટે જીભના નિગ્રહ માટે જેટલી ચીવટ રાખવી તે કરતાં પણ ઉપસ્થ ઇન્દ્રિયના નિગ્રહ માટે વધારે ચીવટ રાખવી જોઇએ.

પ્રભુદાસ—એતો ઘણો કામી માણસ હોય તે પણ સમજે છે કે આ કામીપણું ઘણું ખરાબ છે. શરીરના જીવતનો ક્ષય થાય છે, ધનનો ક્ષય થાય છે, લોકમાં આબરૂનો ક્ષય થાય છે, એવી રીતે દરેક બાબતમાં નુકસાની છતાં તેનું જ્ઞાન કાયમ રહેતું નથી. કામી માણસ સારૂં નઠારૂં જોતો નથી.

આવા કામીને ઉપસ્થ ઇન્દ્રિયના નિગ્રહ માટે શ્રી-વલ્લભાચાર્યજીએ કિન્ડરગાર્ટન પદ્ધતિનો કેવી રીતે ઉપયોગ

કર્યો છે તે જાણવાને ઘણો ઇન્તેજાર છું. કારણ કે આજ-દિન સુધી હું એમજ માનતો કે જીભ અને ઉપસ્થ ઇંદ્રિયને તો લાડ લડાવવાનું પુષ્ટિમાર્ગમાં છે. પરંતુ આપે જીભના નિગ્રહ માટે જે સ્પષ્ટીકરણ કર્યું તે ઉપરથી મારાં અનુમાન તદ્દન ખોટાં પડે છે, અને તેજ રીતે ઉપસ્થ ઇન્દ્રિયના નિગ્રહ માટે મારૂં ધારવું ખોટું છે, એમ આપ સાબીત કરી બતાવશોજ, એમ મારૂં અંતઃકરણ કબુલ કરે છે; પરંતુ તે શી રીતે તે સાંભળવાને મન ઉત્સુક થયું છે, માટે તે આપ શ્રવણ કરાવશો.

પ્રેમદાસ—કામનું ઉત્પત્તિસ્થાન મન છે. મનને હરણ કરે તેવા પદાર્થને આંખ વડે જોવાથી તે પદાર્થના ગુણ-દોષનું પોતાને પ્રથમથીજ જે જ્ઞાન થયું હોય તેનો ચીતાર મનમાં ખડો થાય છે, જેથી મનમાં તેનાજ વિચારો આવ્યા કરે છે; જે પદાર્થના ગુણજ મનમાં વધારે આવ્યા કરે અને દોષનો ચિતાર મનમાં ન આવે તેવો મોહ મનને તે પદાર્થમાં લાગ્યો હોય, તેવા પદાર્થની કામના થાય છે અને પછી તેનાજ વિચારો આવ્યા કરે છે. આવા વિચારો આવવા તેનું નામજ કામ. આ વિચારો જો ખાવાના પદાર્થ ઉપર આવે તો ગમે તે પ્રયત્નદ્વારા તે મેળવી જીભ ઇન્દ્રિયદ્વારા તેની તૃપ્તિ કરવામાં આવે

છે. તે પદાર્થો સુવાસિક હોય, તો તે પદાર્થ પ્રયત્ન વડે મેળવી નાકદ્વારા તેની તૃપ્તિ કરવામાં આવે છે, ને સ્વરના માધુર્યવાળા શબ્દોના સાંભળવાથી મન તેમાં તલ્લીન થઈ ગયું હોય, તો બીજા પદાર્થની પેઠે તેના ભોગ વગર મનમાં તૃપ્તિ થતી નથી. ઉપર બતાવ્યું તેવા જીભ, નાક, કાન અને ઉપસ્થ ઇન્દ્રિય બાબતના ભોગથી મનની તૃપ્તિ ફક્ત ક્ષણવારજ થાય છે. એકવાર તેનો સ્વાદ ચાખ્યો, એટલે તે સ્વાદ લેવાને મન વારંવાર વિશેષ તરસ્યું થાય છે. માટે તેની વાસ્તવિક રીતે તૃપ્તિ થવાની જરૂર છે, એ માટે શ્રીવલ્લભાચાર્યજીએ શું પદ્ધતિ લાગુ કરી છે, તે તરત સમજાય તેમ નથી, પરંતુ હાલ તમારાથી જેટલું સમજી શકાય તેમ છે તેમાં આવતી કાલે કહીશ.

## દિવસ ૧૬ મો.

### ઇન્દ્રિય નિગ્રહ.

પ્રેમદાસ—જીભ વગેરે બીજી ઇન્દ્રિયનો નિગ્રહ થતાની સાથે આ ઉપસ્થ ઇન્દ્રિય પણ નિયમમાં આવતી જાય

છે. નાનપણમાં જ્યારે બીજી ઇન્દ્રિયની શક્તિ ખીલેલી હોય છે, ત્યારે આ ઉપસ્થ ઇન્દ્રિયની શક્તિ કાંઈ પણ ખીલેલી હોતી નથી. જેથી શ્રીવલ્લભાચાર્યજીની મુખ્ય આજ્ઞા છે કે નાનપણથીજ પ્રભુ વિષયમાં મનની વૃત્તિઓને દોરવવી; જેથી ઉપસ્થ ઇન્દ્રિયની શક્તિ ખીલ્યાં પહેલાંજ બીજી ઇંન્દ્રિયનો નિગ્રહ થવા માંડી પ્રભુવિષયમાં જોડાવા માંડી હોય તો મનનું પ્રબળપણું થવાને લીધે ઉપસ્થ ઇન્દ્રિયનો નિગ્રહ પણ મનથી થઈ શકશે. શ્રીવલ્લભાચાર્યજી આજ્ઞા કરે છે કે અષ્ટાક્ષર મંત્રનું બળજ એટલુંજ છે, ને મંત્રમાં શું રહસ્ય સમાએલું છે, તેનો વિચાર કર્યા કરે તો મન પ્રભુ આસક્ત બની તમામ ઇન્દ્રિયો સાથે ઉપસ્થ ઇન્દ્રિયનો નિગ્રહ ઘણી ઓછી મહેનતે થઈ જાય છે. વળી બ્રહ્મસંબંધનું રહસ્ય તે કરતાં પણ અધિક છે. અને તે રહસ્ય વિચારનારની સ્થિતિ ઘણીજ સુધરી જાય છે. પરંતુ આ બન્નેનું રહસ્ય જીજ્ઞાસુ થઇને વિચારવું જોઈએ.

તમને ઉપસ્થ ઇન્દ્રિય વિષે વધારે તો શું કહું, પણ શ્રીવલ્લભાચાર્યજીએ મનોનિગ્રહમાં આગળ વધેલ ભક્તો માટે કહેલ છે કે પ્રભુપ્રિય પુત્રની પ્રાપ્તિ માટે સ્વકીયા

સ્રી સાથે રતિ કરવી. ( કે સ્રીએ સ્વકીય પતિ સાથે રતિ કરવી ) આ સિવાય તેવી રીતે બીજા કશા પ્રસંગે કરવાની સ્પષ્ટ ના કહી છે. કોઈ પણ જાતના વિષયની ગંધ પણ જ્યાં સુધી હૃદયમાં રહે ત્યાં સુધી પ્રભુનો આવેશ હૃદયમાં થતો નથી. જે પ્રમાણમાં મનોબળ વધતું જાય, તેજ પ્રમાણમાં પ્રભુ તરફ ઈન્દ્રિયો વળતી જાય. જ્યારે લૌકિક વિષયોનો કાંઈપણ સંકલ્પ મનમાં આવે નહિ, એવું મન સ્થિર થાય ત્યારે તેના હૃદયમાં પ્રભુનો સાક્ષાત્ આવિર્ભાવ થાય છે. આ બાબત ષોડશગ્રંથો પૈકી સંન્યાસનિર્ણય નામે પ્રકરણ ગ્રંથમાં સ્પષ્ટતાથી સમજાવેલું છે.

જો મનોનિગ્રહ વિશેષ જરૂરનો છે, તો ઇન્દ્રિયોને પ્રભુ તરફ વહેવા માટે મનોનિગ્રહ વિશેષ જરૂરનો હોય, એમાં શું કહેવાનું છે? શ્રીવલ્લભાચાર્યજીની એકેએક આજ્ઞાનું રહસ્ય સમજી સમજી ઉંડા ઉતરવામાં આવે, તો તમામ જાતની ભ્રમણા નષ્ટ થયા વગર રહેતી નથી. સ્રી અને પુરૂષ સર્વના સ્વામી રૂપે જગત્કર્તા પ્રભુ છે, તો મન જે જે કામનામાં રમતું હોય તે તે બાબતની પ્રભુની લીલાનું ગુણગાન કરવું; જેથી પ્રભુલીલા ગુણગાનમાં મન આસક્ત થતું જશે, તેટલું તેટલું લૌકિક કામનામાંથી ઓછું થતું જશે. કદાચ તમારા જોવામાં એવા પણ માણસો આવતા હશે કે પ્રભુલીલાનું ગુણગાન કરતાં છતાં કાંઈ પણ મનોનિગ્રહ ન થયો હોય, તેવા માણસો જીજ્ઞાસુ હોતા નથી. ફક્ત

લૌકિક સ્વરરસના આવેશની તૃપ્તિ કરવાજ તેમનું તે કૃત્ય હોય છે, જેથી તેમને મનોનિગ્રહ થતો નથી. માટે પ્રભુના ગુણગાન કોની પાસેથી સાંભળવા અને કોની પાસેથી ન સાંભળવા તે માટે શ્રીવલ્લભાચાર્યજીએ જલભેદ નામે ૨૧ શ્લોકનો પ્રકરણ ગ્રંથ કરેલ છે, તેમાં આ બાબત બહુ સ્પષ્ટ રીતે સમજાવી છે.

પ્રભુદાસ—આપે કહેલી હકીકત કાંઇક સમજાય છે. આપે કહ્યું છે કે બધી ઇન્દ્રિયનો ધીમે ધીમે પણ ચોકસ રીતે પ્રભુસેવામાં, તેના ગુણગાન વગેરેમાં ઉપયોગ કરવાથી તેના પર બળાત્કાર થયા વગર જગતના બીજા પદાર્થમાંથી મનની વૃત્તિ પ્રભુમાં લાગી જશે. પરંતુ આ દસ ઇન્દ્રિય મધ્યે મળક્ષેપદ્વારની ઇન્દ્રિયનો પ્રભુસેવામાં ઉપયોગ શી રીતે થાય તેમ છે ? આવો બેઅદબી પ્રશ્ન પૂછવા માટે માફ કરશો, કે હાલ ઉપજેલ શંકાનું સમાધાન હમણાંજ જેવું થાય તેવું પાછળથી ન થાય.

પ્રેમદાસ—ગમે તેવી શંકા ઉત્પન્ન થઇ, તો તેનું સમાધાન કરવાને ખાસ જરૂર છે, તે માટે કોઇ સંકોચ રાખવામાં ઉલટું નુકસાન થાય છે. તમારા પ્રશ્નનો ઉત્તર પણ શ્રીવલ્લભાચાર્યજીના નિરોધ લક્ષણ ગ્રંથને આધારેજ આપું છું, કે શરીરમાં નકામો જે મળ

હોય, તેને બહાર કાઢયા વગર શરીર બેચેન રહે છે અને વધારે વાર તે મળ શરીરમાં રહે, તો તમામ ઇન્દ્રિય અને આખું શરીર પોતાનું કાર્ય કરવાને અશકત બને છે, એટલુંજ નહિ, પરંતુ દોષપાત્ર બને છે. જેથી શરીર સાથે આ તમામ ઇન્દ્રિયની શુદ્ધિ કરવાનું કામ આ મળક્ષેપ ઈન્દ્રિય બજાવે છે અને બીજી ઇન્દ્રિયો ભગવત્કાર્યમાં લાગવાને લાયક બનાવવામાં આ મળક્ષેપ ઇન્દ્રિય કાર્ય બજાવે છે, માટે પરોક્ષ રીતે તે ઇન્દ્રિય પણ પ્રભુ-સેવામાં ઉપયોગી બને છે. આજ જરા ઘરે કાર્ય પ્રસંગે વહેલા જવાનું છે, તેથી આવતી કાલે કોઇ બીજી-તમારે કોઇ ખાસ શંકા હોય તેનું વિવેચન કરીશું.

## દિવસ ૧૭ મો.

### ઇશ્વરનું સ્વરૂપ સાકાર કે નિરાકાર ?

પ્રમુદાસ—હવે મનમાં જે શંકાઓ સ્થાન કરી રહી છે, તેનું સમાધાન કરવા વિનંતિ છે.

પ્રેમદાસ—ગઇ કાલે આપણે ઇન્દ્રિયોના નિગ્રહ સંબંધી જે વાતચીત થઈ તેમાં તમને કાંઇ શંકા હોય તો

કહો ને શંકા જેવું ન હોય તો આગળ કોઈ શંકા હોય તે કહો, કે તે સંબંધી વાતચીત કરીએ.

પ્રભુદાસ—ઈશ્વર નિરાકાર છે કે સાકાર, તે પ્રથમ સમજાવો. મારા મનમાં નિરાકાર છે એમ ઠસી ગયું છે. અને ભક્તિમાર્ગમાં તો સાકાર કહ્યા છે. વળી બીજાઓ નિરાકાર કહે છે. વળી તેઓ કહે છે, કે જેને નિરાકારનું જ્ઞાન ન થઈ શકતું હોય, તેવાઓને માટે સાકારનો ઉપદેશ છે, તે ફક્ત ઈશ્વરમાં તેવાઓની આસ્થા બેસાડવા માટેજ છે. પણ તેઓને પણ પછી તો નિરાકારનું જ્ઞાન થાય તોજ મુક્તિ મળે છે એમ કહે છે. તો નિરાકાર સિદ્ધાંત શ્રેષ્ઠ છે કે સાકાર શ્રેષ્ટ છે, તે સમજણ પાડી મારી શંકા દૂર કરશો.

પ્રેમદાસ—નિરાકાર અને સાકાર એ બે શબ્દો એવા ટુંકા અને સાદા દેખાય છે કે તેના અર્થમાં ઉંડા ઉતર્યા વગર તેવી ભૂલ થવાનો સંભવજ છે. તમે કહેશો કે મોટા મોટા વિદ્વાનો જે ગણાય છે તેમની પણ ત બાબતમાં ભૂલ થતી હશે? તેના જવાબમાં પણ હા; તે ભૂલ તેવા મોટા ગણાતા વિદ્વાનોએજ કરી છે. તેમની સમજણથી જનસમાજને મોહ ઉત્પન્ન થયો છે. શાસ્ત્રોમાં આ બન્ને શબ્દો ઈશ્વર માટે વાપર્યા છે, એની ના કહેવાશે નહિ, પણ તે બન્ને

અર્થ ઘટાડવવામાંજ ભૂલ થાય છે. તે તમને હું બનતી રીતે બતાવી આપીશ. તમે સાકાર કોને કહો છો ?

પ્રભુદાસ—સાકાર ( **स आकार** ) આકારવાળો. આ જગતમાં મનુષ્ય, પશુ, પક્ષી, જંતુ વગેરે તથા જડ પદાર્થોમાં, ઘર અને તેના અંગો, રાચરચીલું, પૃથ્વી, સૂર્ય, ચંદ્ર એ બધા આકારવાળા દેખાય છે, તેવો અથવા તેવી રીતનો બીજો ગમે તેવો આકાર ઈશ્વર છે, એમ કલ્પવું, તે સાકાર એમ અર્થ માનું છું. અને તેવો કોઇ આકાર નહિં હોતાં ફક્ત તેજોમય સ્વરૂપ છે, તેને નિરંજન નિરાકાર કહે છે, તેનો કોઈ રીતે આકાર છે નહિ, અને કલ્પી પણ શકાય નહિ, એવો અર્થ હોય એમ હું સમજ્યો છું.

પ્રેમદાસ—તમોને પુષ્ટિમાર્ગમાં પ્રથમ રૂચિ નહોતી જેથી બીજાઓના સંગમાં રહેવાથી અને બીજી ચોપડીઓ વાંચવાથી તેવી કાંઇક છાપ હૃદયમાં પડી ગઇ છે. પરંતુ તમે પુષ્ટિમાર્ગના અધિકારી હોવાથી જે છાપ પડી છે તે સર્વ પ્રકારે વિરૂદ્ધ તમારા હૃદયમાં પડી ગઇ નથી. તમે સાકાર વિષે જે સમજ્યા છો, તેવી સમજણની વિરૂદ્ધ અમે પણ નથી.

આ જગતના કોઇ પદાર્થ જેવો અથવા તેવો કોઇ આકાર પરમેશ્વરનો છે, એમ અટકળવાનું શ્રીઆચાર્યજી

પણ કહેતા નથી. પણ તમે જે કહ્યું કે તે તો નિરંજન નિરાકારજ છે, અને કોઇ જાતનો આકાર પણ કલ્પી શકીએ નહિ, એ સમજણમાં ફક્ત તફાવત છે. પરમેશ્વરનો આકાર કેવો છે, એ મનુષ્ય કલ્પવાને શકિતમાન નથી. પરંતુ વેદ, ગીતા, વ્યાસસૂત્ર અને ભાગવત એ ચાર ગ્રંથો, જે શ્રી-આચાર્યજીએ પ્રમાણ ગણ્યા છે તે ગ્રંથોજ ઇશ્વરનો આકાર કેવો છે તે બતાવે છે.

પ્રભુદાસ—તે ગ્રંથો ઇશ્વરનો આકાર કેવો જણાવે છે?

પ્રેમદાસ—તે ગ્રંથો કહે છે કે આપણે દેખીએ છીએ, તેવો ઇશ્વરનો કોઇ જાતનો આકાર નથી માટે તે નિરાકાર છે, એમ કહીએ તો ખોટું નથી. છતાં તે સાકાર છે. **आनदमात्रकरपादमुखोदरादि** જેનું સ્વરૂપ છે, એવો ઇશ્વર છે. જેમ સાકરનો કટકો સર્વ ઠેકાણેથી રસરૂપ છે તેમ પ્રભુનું સ્વરૂપ આનંદ માત્ર છે. આ જગતમાં દેખાય છે, તેવા પદાર્થ જેવો તેમાં કાંઇ ધર્મ નથી, માટે તેવા અલૌકિક ધર્મવાળા **आनंदमात्रकरपादमुखोदरादि** સ્વરૂપ-વાળા ઇશ્વર છે, માટે સાકાર કહે છે. અને તે રૂપે સાધારણ માણસ ચર્મચક્ષુથી જોવાને શકિતમાન નથી. જ્યારે હૃદયમાંથી આ લૈકિક આસકિત છુટી જાય અને હૃદય નિર્મળ બને, અને પ્રભુમાં આ-

સકિત થાય ત્યારેજ તેવા પ્રભુનાં સાક્ષાત્ દર્શન થઇ શકે છે. આ બાબત હજુ તમારી સાથે વધારે વાત કરવી પડશે. આજનો વખત થઈ ગયો છે. માટે ઘર તરફ વળીએ.

## દિવસ ૧૮ મો.

### ઇશ્વરનું સ્વરૂપ સાકાર કે નિરાકાર.

**પ્રભુદાસ**—મેં કોઈ કોઈ ચોપડીમાં એમ તો વાંચેલ છે, કે બ્રહ્મજ્ઞાનીઓને સમાધિમાં તેજ જેવો કાંઈ ભાસ થાય છે અને પ્રભુ તેજોમય છે, માટે નિર્મળ હૃદયમાં તેજોમય ભાસ થાય, એતો સમજી શકાય છે. પરંતુ આનંદમય સ્વરૂપ, તેવાજ હાથપગ ઉદર વગેરે સર્વાંગવાળાનું દર્શન થતું હશે એ મારા અંતઃકરણમાં હજુ ખાત્રી થતી નથી, માટે વિસ્તારીને કહો તો ઠીક.

**પ્રેમદાસ**—તેવા બ્રહ્મજ્ઞાનીઓને જ્ઞાનથી હૃદયમાં જેવો તેજોમય ભાસ થાય છે, તે કરતાં વિશેષ ભક્તને દેખાય છે.

**પ્રભુદાસ**—મને કાંઇક સમજણ પડે, તેવાં દૃષ્ટાંતો આપી સમજાવશો.

પ્રેમદાસ--સૂર્ય અને સૂર્યના તેજમાં કાંઇ તફાવત છે?

પ્રભુદાસ--હા, છે. સૂર્યમાંથી સૂર્યનો પ્રકાશ આવે છે, જેથી સૂર્ય એ પ્રકાશનિધિ છે અને તેનો પ્રકાશ છે તે તેનો અંશ છે.

પ્રેમદાસ--બરાબર; બીજો કાંઇ ભેદ તમારી દૃષ્ટિએ પડે છે? વિચારી જુઓ.

પ્રભુદાસ--હા. સૂર્ય એક દેશમાં દેખાય છે, પણ તેનું તેજ સર્વત્ર પ્રસરેલું જણાય છે.

પ્રેમદાસ--તે પણ બરાબર, હવે સૂર્ય અને તેના પ્રકાશને જેવો સંબંધ છે, તેવાં બીજાં ઉદાહરણ તમે બતાવો.

પ્રભુદાસ—ચંદ્ર અને ચાંદની, દીવો અને તેનો પ્રકાશ.

પ્રેમદાસ—ઠીક, આથી વિશેષ ઉદાહરણ તમને સૂઝતાં નથી? જુઓ, આ શેની વાસ આવે છે?

પ્રભુદાસ—મારા ગજવામાં હીંગ છે, તેની વાસ આવે છે. હવે હું બીજા દાખલા પણ આપી શકું. હીંગ અને તેની વાસ. તેવી રીતે હરકોઇ સુવાસિત કે દુર્ગંધમય પદાર્થ અને તેની વાસ. આપનો કહેવાનો આશય એવો હોવો જોઇએ કે જેમ પ્રકાશ અને પ્રકાશિત પદાર્થ અને સુવાસ, સુવાસિક પદાર્થ જેમ છે, તેમ તેજોમયતા અને ઇશ્વર છે. એ બન્નેને અંશ અંશી સંબંધ છે.

પ્રેમદાસ—તમે ઠીક સમજ્યા. આ કરતાં મારે વધારે તે જ ઉદાહરણથી સમજાવવાનું છે. પણ તે માટે કાંઈ સૂચક સવાલ તમને કરવો જોઈએ. કહો, તે બન્નેના આકારનો તફાવત કહી શકશો ?

પ્રભુદાસ—હા. સૂર્ય, ચંદ્ર, દીવો, સુગંધવાળો પદાર્થ એ બધાના આકાર દેખાય છે, પણ તેના અંશરૂપ પ્રકાશનો કે ગંધનો આકાર નથી. હવે કાંઈક આપના કહેવાનો આશય સમજ્યો કે પ્રભુ તેજોમય છે એ વાત ખરી, પણ તેના તેજનો આકાર નથી. અને બ્રહ્મજ્ઞાનીઓને એવા તેજનોજ ભાસ થાય છે, તેથી તેઓ નિરાકાર રૂપે બ્રહ્મને વર્ણવે છે. પણ તે તેજ જેનો અંશ છે તેવા પ્રભુ તો સાકાર છે.

પ્રેમદાસ—હા, ભક્તો તે તેજોમયતાની અંદર બિરાજતા આનંદમય સ્વરૂપનાં દર્શન કરી શકે છે.

પ્રભુદાસ—પ્રભુના સાકાર સ્વરૂપ વિષે તો મારી શંકા મટી પણ પ્રભુના અવતાર થાય છે, તે વિષે કાંઈ લક્ષમાં આવતું નથી. જો પ્રભુ સર્વ શક્તિમાન છે, જ્યારે જેને ધારે તેને ચિન્તવન માત્રથી કરી શકે છે, તો તેના પ્રભુને અવતાર શા માટે લેવો જોઈએ.

પ્રેમદાસ—આજનો સાકાર નિરાકારનો ખુલાસો થયો. તેનુંજ મનન કરો. કાલથી આપણે ઈશ્વરના અવતાર વિષે

વિવેચન કરીશું. જો તમારી મરજી હોય તો આવતી કાલે સવારમાં આપણે ગુજરાતી સ્કુલમાં જઇએ. ત્યાંના હેડમાસ્તર બહુ ભલા છે. આપણને ત્યાં કાંઇક રમુજ પડશે.

પ્રભુદાસ—હું તો આપના સંગનો લોભી છું. આપની [illegible]ચ્છાનુસાર તૈયાર છું.

---

## દિવસ ૧૯ મો.

### પ્રભુના અવતારનું પ્રયોજન.

---

સવારમાં ઉઠી નિત્યકૃત્યથી પરવારી આઠેક વાગે પ્રભુદાસ, પ્રેમદાસને ત્યાં ગયો. પ્રેમદાસ પણ નિત્યકૃત્યથી પરવારી બહાર જવા તૈયાર થયા હતા, ને પ્રભુદાસની વાટ જોતા હતા. તેટલામાં પ્રભુદાસ આવી પહોંચવાથી બન્ને સાથે ગુજરાતી નિશાળ તરફ ગયા. નિશાળમાં ગયા તો હેડમાસ્તર જુદા જુદા કલાસમાં તજવીજ કરતા હતા. દરેક કલાસમાં બાળકોની સાથે પ્રેમ ભરેલી ચેષ્ટા કરતા બાળવર્ગમાં આવ્યા. ત્યાં ડ્રીલ કરાવી અને હાવભાવવાળી કવિતા ગવાતી, સાથે પોતે [illegible] તેમ [illegible] [illegible] [illegible] થાય તેવી રીતે કરી દેખાડતા હતા. તે બધું બન્ને જણાએ

જોયું. પછી પહેલા ધોરણમાં ગયા, ત્યાં પણ સૂચક સવાલથી મુખગણિતનો વિષય લીધો, તેમાં બાળકો હર્ષપૂર્વક ભાગ લેતા જણાયા. પછી હાવભાવ સહિત રેલ્વે આવે છે, તે વખતે સ્ટેશનના દેખાવની કવિતા ગવરાવી, ને હાવભાવમાં હેડમાસ્તર પણ છોકરાંની પેઠેજ ભાગ લેતા જણાયા. આટલું જોઇ બન્ને ઘર તરફ વળ્યા. રસ્તામાં એક સ્નેહીના ઘરે ખોટી થયા, ત્યાં એક સાઠ વરસનો વૃદ્ધ વિદ્વાન પુરૂષ બાર માસના છોકરાને રમાડતો હતો. તે રમવામાં એવો તલ્લીન થયેલો જણાયો કે તે ડોસોજ જાણે બાર માસનો બાળકજ હોયની એવો દેખાવ નજરે પડયો. આ બન્નેને આવેલા જોઇ ડોસાએ થોડીવાર તેમની સાથે વાતચીત કરી. પછી બન્ને ઘર તરફ વળ્યા. પ્રેમદાસ ઘરે આવ્યા, ને ત્યાંથી પ્રભુદાસ પણ છુટો પડયો. રોજના નિયમે સાંજે બન્ને ફરવા ગયા ત્યાં પ્રેમદાસે વાત ઉપાડી.

પ્રેમદાસ--કેમ, પ્રભુદાસ ? સવારમાં તમે નિશાળમાં શું જોયું ?

પ્રભુદાસ—ગુજરાતી હેડમાસ્તર નાના બાળકોના સ્વભાવને અનુકુળ થઇ જેવું શિક્ષણ આપતા હતા તેવું અંગ્રેજી સ્કુલના માસ્તરો આપતા જણાતા નથી. હું તો બાળકોનો તે માસ્તર ઉપર પ્રેમ જોઇ દીંગ થઈ ગયો. પોતાના કલાસ માસ્તર પર છોકરાંઓનો

તેટલો પ્રેમ જણાતો નહોતો. પોતે પચાસ વરસની પાકેલ ઉમરે પહોંચેલ છતાં નાના બાળકની પાસે પોતે જાણે તેમના જેવા નાના, સરખી ઉમરનાજ હોય, તેમ રમતમાં અને ગીત વગેરેમાં ભળી જતા હતા. મને તો તેમની શિક્ષણ પદ્ધતિ બહુ સારી લાગી.

પ્રેમદાસ—ખરૂં, તે હેડમાસ્તર પોતાની ઉમર સામું અને પોતાના જ્ઞાન સામું જોઇ તેમાં કાંઈ ન્યૂન ન દેખાય તેવા રોફથી રહી છોકરાંઓને ભણાવે, તો શું અસર થાય ?

પ્રભુદાસ—છોકરાં અને માસ્તર વચ્ચેનું અંતર વધારે પડે. માસ્તરને છોકરાં પ્રેમથી ચ્હાય નહિ, તેનાથી બહુ ડરતા રહે, જેથી છોકરાનું મન માસ્તર મેળવી શકે નહિ, ને તેથી માસ્તરે છોકરાંને જે શિખવવાનું છે, તેમાં છોકરાં તરફની સરખી મદદ મળે નહિ. બન્નેનાં મન જૂદાં રહેવાથી વિચારોની આપ લે સરળતાથી બને નહિ, તો માસ્તરનો શ્રમ કેટલેક અંશે અફળ જાય.

પ્રેમદાસ—બરાબર. માસ્તર બાળકોના હિતની ખાતર, પોતાની જે વાસ્તવિક સ્થિતિ છે, તેજ સ્થિતિથી હેઠે ઉતરી બાળકની સ્થિતિ ધારણ કરે છે, ત્યારેજ બાળકના શિક્ષક તરીકે બરાબર કામ કરી શકે છે.

પોતાની ખરી સ્થિતિથી ફક્ત ઉપકાર દ્રષ્ટિથી સામાના ભલા માટેજ તેના જેવા હેઠે ઉતરવું, તેનુંજ નામ અવતાર. માસ્તર પોતાના સ્થાન (સ્થિતિ) થી ફક્ત બાળકના હિત દાખલજ દરેક કલાસને લાયક અવતાર ધારણ કરે છે, અને તેવો અનુકુળ અવતાર ધારણ કરવામાં જેટલી ખુબી, તેટલુંજ શિક્ષણ ફતેમંદ થાય છે. હવે તમે કાલે પ્રભુને અવતાર ધારણ કરવાનું શું પ્રયોજન એમ પૂછયું હતું, તેનો કાંઈક જવાબ તમને મળી ગયો, એમ તમને જણાયું હશે.

પ્રભુદાસ—આપના કહેવાનો અભિપ્રાય એમ હોય તેમ જણાય છે કે-જેમ શિક્ષક છોકરાના હિતને માટે તેના સ્વભાવને અનુસરી પોતાના સ્વરૂપથી હેઠે ઉતરે છે, તેમ પરમેશ્વર ભક્તના હિતને માટે શિક્ષક તરીકે ભક્તના જેવા સ્વભાવના થઇ મનુષ્યાદિમાં હેઠે ઉતરે છે, અને તેવા અવતાર ધારણ કરે છે. પેલા ડોસાના દાખલામાં પણ શિક્ષકની પેઠેજ દાખલો લાગુ પાડવો જોઇએ.

પ્રેમદાસ—ખરૂં, તેમજ છે.

પ્રભુદાસ—અવતાર લીધા વગરજ ભક્તનો સ્વભાવ ફેરવવા શક્તિમાન છે, તો અવતાર શા માટે ધારણ કરે છે?

પ્રેમદાસ—આ સૃષ્ટિ માટે જે નિયમ ઘડેલા છે, તેમાં પોતાનું સર્વકરણ શક્તિમાનપણું છતાં, જીવમાત્રને કાર્ય કરવામાં અમુક અમુક પ્રકારે કાંઇક અંશે સામાન્ય નિયમ તરીકે સ્વતંત્રતા આપેલી છે. વિશેષ નિયમ તરીકે પોતે ચાહે તેમ કરી શકે છે. તમારા કહેવા પ્રમાણે અવતાર ધર્યા વગર ભક્તના સ્વભાવ ફેરવી શકે છે, પણ રાજા જેમ પોતાની રાજધાનીમાંજ રહેવા બંધાએલ નથી–રાજ્યના ગમે તે ભાગમાં ફરવા નીકળે છે, તે કોઇની વિનતિ ઉપરથી ફરવા નીકળે છે, અને સ્વેચ્છાએ પણ નીકળે છે, તેમ પ્રભુ પણ કોઇ વખત ભક્તની વિનંતિથી અને કોઇ વખત સ્વેચ્છાએ અવતાર ધારણ કરે છે.

પ્રભુદાસ—ઇશ્વરના અવતાર માટે મારી શંકાનું કાંઇક નિરાકરણ થયું, હવે તે વિષે કાંઇક વધારે સમજણ મને જરૂરની હોય તે કહેશો.

પ્રેમદાસ—હાલ તો એટલુંજ બસ છે, પણ તે તમોને ભક્તિમાર્ગમાં કાંઇક પ્રવેશ થયા પછી સમજાવવું ઠીક પડશે, માટે બીજી કોઇ શંકા હોય તે આવતી કાલે કાઢશું.

---

## દિવસ ૨૦ મો.

### જગત મિથ્યા નથી પણ સત્ય છે.

પ્રભુદાસ—બ્રહ્મ સત્ય, જગત મિથ્યા, એમ સૌ પંડિતો કહે છે અને પુષ્ટિમાર્ગીય ગ્રંથોમાં તો જગત પણ સત્ય મનાય છે, તે શંકા મટાડશો.

પ્રેમદાસ—તમે કહ્યું કે સૌ પંડિતો જગત મિથ્યા કહે છે, પણ તેમ નથી. તમારા સંગમાં માયાવાદી પંડિતો આવેલા હશે, અને શ્રી આચાર્યજી પ્રકટ થયા, તે પહેલાં માયાવાદી પંડિતોનું જોર વધારે હતું. તેમને શ્રુતિ વગેરેના ઉપરથી સાબીત કરી ઘણી મહાસભાઓમાં શ્રીઆચાર્યજીએ વાકયુદ્ધથી હરાવી જગત સત્ય છે, એમ સાબીત કરેલું છે. હાલ ઈંગ્રેજી રાજ્યમાં છાપવાની કળા નીકળી તેની શરૂઆતમાં માયાવાદી પંડિતોએ પોતાની પોથીઓ છાપી પ્રજામાં ફેલાવવાની શરૂઆત કરી અને ભક્તિમાર્ગીઓ તે વખતે ધાર્મિક પોથીઓ ન છપાવાય તો ઠીક એવા વિચારને લીધે છપાવતા નહિ, જેથી માયાવાદીઓની પોથીઓનો પ્રચાર વધી ગયો, અને સાધારણ જનસમાજમાં તેવા વિચારે જોર કર્યું. આખરે

ભક્તિમાર્ગીય પંડિતો જાગ્યા, ને તેમણે જોયું કે પ્રાચીન જમાનો બદલાઈ ગયો છે. પ્રથમ તો પંડિતોની પાસે કથા કરાવી કે તેની પાસે અભ્યાસ કરી ધર્મસંબંધી જ્ઞાન મેળવવામાં આવતું, પણ હવે તો આ પ્રવૃત્તિના કાળમાં છાપેલી ચોપડીઓ વાંચીનેજ જનસમાજ નિર્વાહ કરે છે, જેથી આપણે ઉંઘી રહીશું, તો માયાવાદીઓનું વિશેષ બળ થઇ જશે, અને આપણી પોથીઓમાં રહેલું જનહિતકારી ઉત્તમ રહસ્ય લોપ થતું જશે, અને તેની જગ્યાએ અહિતકારી માયાવાદ સિદ્ધાંતની છાયા જનસમાજ પર ચોંટી જશે, તો તે બાબતના આપણે અપરાધી ગણાઈશું, એવો વિચાર કરી તેમણે પણ પોથીઓ છપાવવા માંડી. હાલ જનસમાજમાં ભક્તિમાર્ગીઓની પોથીઓનો પ્રચાર પણ ઠીક થયો છે, જેથી જગત મિથ્યા છે, એ સિદ્ધાંતનો ધીમે ધીમે લોપ થતો જાય છે; કારણ કે આખરે તો વેદાદિનો જે ખરો સિદ્ધાંત છે, તેનોજ વિજય થાય છે. વળી તમે સાયન્સ–રસાયણ–શાસ્ત્ર ઇંગ્રેજી સ્કુલમાં ચાલે છે, અને આગળ કોલેજમાં જેનો વધારે અભ્યાસ થશે, તેમાં શીખી ગયા છો કે કોઈ પદાર્થનો નાશ થતો નથી. એક રૂપ અદ્રષ્ટ

થતાં તેનાં રજકણો છુટાં પડી જાય છે, અને તેનાં પૃથક્ પૃથક્ રજકણો બીજાં રજકણો સાથે સંયોગ થવાથી બીજા રૂપમાં પ્રકટ થાય છે. જ્યારે રજકણોનો નાશ થતો નથી, સૂક્ષ્મ રૂપમાં દરેક રજકણ દ્રશ્ય કે અદ્રસ્ય રૂપે હયાતીમાંજ છે, તો પછી તે મિથ્યા શી રીતે કહેવાય? મિથ્યાનો અર્થ તો એવો છે, કે કહેવાની વસ્તુ કોઈ રૂપમાં હોયજ નહિ.

પ્રભુદાસ—મિથ્યા વસ્તુના દાખલા આપી સમજાવશો?

પ્રેમદાસ—આકાશકુલ એ શબ્દ કહેવામાં આવે તો તે મિથ્યા છે. કારણ કે આકાશ જે તદ્દન ખાલી જગો છે, તેનું ફુલ હોઇ શકેજ નહિ. તેમજ સસલાનું શિંગડું એ મિથ્યા છે, કારણ કે આપણે સસલાને જોઇએ છીએ, તેને શીંગડાં હોતાંજ નથી, તો સસલાનું શીગડું સાચું શી રીતે કહેવાય?

પ્રભુદાસ—મિથ્યા શબ્દનો અર્થ સમજ્યો. તો આ બાબતમાં મોટા મોટા પંડિતો કેમ ભૂલ કરતા હશે અને જગતને મિથ્યા કહેતા હશે?

પ્રેમદાસ—તમારી શંકા વાજબી છે. એ લોકો જગત અને સંસાર એ બે શબ્દના અર્થમાં જે ભિન્નતા છે તે સમજ્યા નથી, તેથીજ આ ભૂલ કરે છે. વળી આદિ શંકરાચાર્યે નામે માયાવાદ સ્થાપક

પંડિત થઈ ગયા. તેમણે જગત મિથ્યા એ વાક્યનો બોધ કર્યો, તે વખતે બૌદ્ધ મતનું જોર હતું તેમજ યજ્ઞને નામે પશુવધ પણ થતો. વળી ખરા ભક્તિમાર્ગમાં બીજી અસુર પ્રજા ભેળાઇ ભક્તિમાર્ગમાં બીજા અશુદ્ધ સિદ્ધાંતોનું ભેળસેળ કરતી, જેથી પ્રભુ આજ્ઞાથીજ શિવજીએ શંકરાચાર્ય રૂપે પ્રગટ થઈ માયાવાદ ઉત્પન્ન કરી આ વાક્યનો ઉપદેશ કર્યો. આ બધી બાબત હાલ તમારાથી સમજાય તેવી નથી. માટે લાંબી લાંબી વાત કહેતો નથી, પણ એટલુંજ યાદ રાખવું. કે તે શંકરાચાર્યને ઘણું માન આપનાર કહેવાતા પંડિતોએ તે વાક્યને પરંપરાની રીતે ગોખી રાખ્યું અને તેવો ઉપદેશ કરે છે. પણ બ્રહ્મવાદમાં જગત્ સત્ય કહેલ છે, અને તે સાયન્સથી પણ સાબીત થાય છે. વેદ, ગીતા, ભાગવતાદિ ગ્રંથોથી પણ બ્રહ્મવાદજ સાબાત થાય છે અને જગત્ સત્યજ ઠરે છે.

પ્રભુદાસ—જગત સત્ય છે, એ સિદ્ધાંત સાયન્સની બાબત લક્ષમાં લેતાં મારા મનમાં ઠસે છે. હવે આપે પ્રથમ કહ્યું કે સંસાર અને જગત એ શબ્દના અર્થમાં ભેદ છે તે મને સમજાવશો. આજે પાછા વળવાનો વખત થઈ ગયો છે, તો આવતી કાલે તે બાબત સમજાવશો.

# દિવસ ૨૧ મો.

જગત્ અને સંસારનો ભેદઃ સત્ અને અનિત્યનો ભેદ

પ્રભુદાસ—ગઇ કાલે જગત્ અને સંસાર એ બે શબ્દના ભેદ સમજાવવાની બાબત આજપર રાખેલી છે, તે સમજાવશો.

પ્રેમદાસ—જગત્ કોને કહે છે, તે તો તમે સમજતા હશો.

પ્રભુદાસ—આ જે સ્થાવર જંગમ નરી આંખે જણાય છે, અને આકાશ, વાયુ વગેરે નથી જણાતાં તે સર્વ જગત્ છે, એમ હું સમજું છું.

પ્રેમદાસ—બરાબર. હવે સંસાર એટલે શું, તે તમે સમજો છો ?

પ્રભુદાસ—ના.

પ્રેમદાસ—સંસાર એટલે આ જગતના પદાર્થમાં પોતાની મમત્વ બુદ્ધિ—જેમકે ફલાણો માણસ મારો મિત્ર છે અને ફલાણો શત્રુ છે. આ ચીજ મારી છે, અને આ પારકી છે; આ ચીજ ખોવાયાથી શોક ઉત્પન્ન થાય છે, અને કોઇ ચીજ પ્રાપ્ત કરવાથી હર્ષ પ્રાપ્ત થાય, એ બધું મમત્વ એટલે મારાપણાની બુદ્ધિથી થાય છે, તેને સંસાર કહે છે.

જગત્ એ પ્રભુનું કાર્ય છે. સંસાર એ જીવબુદ્ધિથી કલ્પેલ કાર્ય છે. આ સંસાર એટલે મમત્વ બુદ્ધિથી કલ્પેલું તે મિથ્યા છે.

પ્રભુદાસ—સમજ્યો, જગત એ સાયન્સથી સત્ય છે, એમ સાબીત થાય છે. તેનું ફક્ત રૂપાંતર થાય છે, અને સંસાર તો જીવે અજ્ઞાનતાથી કલ્પેલ છે. તે અજ્ઞાન દૂર થતાં સંસારનો નાશ થાય છે.

પ્રેમદાસ—જગત્ અને સંસારમાં આ ભેદ સ્પષ્ટ છતાં માયાવાદીઓ—જેમાંના ઘણા કોલેજોમાં અભ્યાસ કરી સાયન્સમાં આગળ વધ્યા છતાં, હજુ જગત મિથ્યા એ વાક્ય પર, ભાર દઇ તે વાક્ય બરાબર છે, એમ બતાવવા પ્રયત્ન કરે છે, તે બહુ આશ્ચર્યની બાબત છે.

પ્રભુદાસ—આટલો ઉંડો ભેદ છતાં, તેમનો ભ્રમ કેમ મટતો નહિ હોય ?

પ્રેમદાસ—સત શબ્દની વ્યાખ્યા તેઓ બીજી રીતે કરે છે. તેઓ સત્ એટલે નિત્ય પોતાના સ્વરૂપમાં કાયમ રહે, તેને સત્ કહે છે. અને જે પોતાના સ્વરૂપમાં કાયમ નથી રહેતું તેને અસત કહે છે. પણ આ વ્યાખ્યા તેમની ખોટી છે.

પ્રભુદાસ—ત્યારે સત્ અને નિત્ય એ શબ્દમાં પણ ભેદ હોવો જોઇએ.

પ્રેમદાસ—હા. તેમાં પણ ભેદ છે. નિત્ય એટલે પોતાના સ્વરૂપમાં કાયમ રહે તે; અને અનિત્ય એટલે પોતાના સ્વરૂપમાં કાયમ ન રહે તે. આ અનિત્યના બે ભાગ છે. (૧) સત્ (જગત), (૨) અસત (સંસાર). નિત્ય ફક્ત બ્રહ્મ છે.

પ્રભુદાસ—બ્રહ્મ શબ્દથી શું સમજવું?

પ્રેમદાસ—બ્રહ્મ શબ્દથી જ્ઞાનીઓના હૃદયમાં જે તેજોમય ભાસ થાય તેને અક્ષર બ્રહ્મ કહે છે, તે સમજવું. અને તેનાથી પર એટલે શ્રેષ્ઠ જે છે તે પરબ્રહ્મ અથવા પુરૂષોત્તમ કહેવાય છે તે છે. જ્યારે બ્રહ્મ નિત્ય છે તો પરબ્રહ્મ નિત્ય છે એ તો સ્પષ્ટ છે.

પ્રભુદાસ—અનિત્ય છતાં સત હોય તેવું જ જગતજ છે કે બીજું કાંઇ છે?

પ્રેમદાસ—આ સ્થાવર જંગમ જગત છે. તેના નાયક બ્રહ્મા, વિષ્ણુ અને શિવ છે. એ ત્રણે રજોગુણ, સત્વગુણ અને તમોગુણના અધિષ્ઠાતા દેવ છે. એ ત્રણેનું ઉત્પત્તિસ્થાન વિરાટ પુરૂષ છે. તે વિરાટ પુરૂષનું ઉત્પત્તિ સ્થાન પ્રકૃતિ પુરૂષ છે. અને એ પ્રકૃતિ પુરૂષનું ઉત્પત્તિ સ્થાન કાળ છે આ બધા સત્ છતાં અનિત્ય છે; કારણ કે જ્યારે મહાપ્રલય થાય

છે, ત્યારે અનુક્રમે જગત્ વિરાટમાં શાન્ત થાય છે. વિરાટ પ્રકૃતિ પુરૂષમાં અને પ્રકૃતિ પુરૂષ કાળપુરૂષમાં શાન્ત થાય છે, અને કાળપુરુષ અક્ષર-બ્રહ્મમાં શાન્ત થાય છે. અક્ષરબ્રહ્મ નિત્ય છે તે કાયમ રહે છે. આ બધાનું વિશેષ જ્ઞાન હાલ તમને થાય તેમ નથી, માટે વિશેષ કહેતો નથી.

પ્રભુદાસ--આજે જગત્ અને સંસારનો ભેદ સમજાયો, તેમજ નિત્ય અને અનિત્યનો ભેદ સમજાવ્યો, તે હું સાધારણ રીતે સમજ્યો છું, જેથી મારા મનમાં જગત મિથ્યાની જ શંકા હતી, તે મટી ગઈ છે. હવે વખત થઈ ગયો છે માટે ઘર તરફ જઈએ.

પ્રેમદાસ--હવે, આવતી કાલે મારે મુંબઈ જવાનું છે. કોલેજ પરમ દિવસે ઉઘડે છે, તમારે પણ હાઈસ્કુલ ઉઘડવાની તૈયારી હશે. હવે વળી પ્રભુ ઇચ્છાએ મેળાપ થાય ત્યારે ખરો.

પ્રભુદાસ--આપના સત્સંગથી મને ઘણો લાભ થયો છે. મારા હૃદયમાં લાગેલી ઘણીખરી શૂળો નીકળી ગઈ, જેથી મને ઘણી વ્યથા મટી ગઈ છે. જે કાંઇ વ્યથા છે, તે નાના કાંટા ખૂંચેલા જેવી અવશેષ હશે, તે પણ આપની કૃપાથી નીકળી જશે હું આપની સાથે બીજીવાર પ્રસંગમાં આવું, ત્યાંસુધી આપ સિવાય બીજાની પાસેથી હવે કાંઇ સાંભળવા ઇચ્છતો

નથી. હજુ હું ભક્તિમાર્ગમાં કાંઈ જાણતો નથી. ફક્ત આપના સંગથી પુષ્ટિમાર્ગમાં મને અરૂચિ હતી તે મટીને રૂચિ ઉત્પન્ન થઈ છે. અને આપનું સમજાવેલું હું ઘરે જઇને અક્ષરે અક્ષર તરત લખી લઉં છું, જેથી આવતી ટર્મ સુધી હું તેનુંજ મનન રોજ કરીશ. પણ તે ઉપરાંત મારે બીજી વખતના મેળાપ સુધી શું કર્તવ્ય છે, તે જણાવશો.

પ્રેમદાસ—તમે હાલ વિદ્યાર્થી અવસ્થામાં છો, જેથી હાલ થયેલી વાતચીતનું મનન કરવું તે ઉપરાંત હંમેશ અષ્ટાક્ષર મંત્રનો જપ, શરણભાવના સહિત શ્રદ્ધાપૂર્વક થઇ શકે તેટલી માળાથી નિયમિત સવારમાં નાહીને કર્યા બાદ જમવું, એવો નિયમ રાખશો. તે મંત્રજ તમને પુષ્ટિમાર્ગનું કેટલુંક દાન કરશે.

એમ વાત કરતાં ઘર સુધી ગયા. બીજે દિવસે પ્રેમદાસને જવાનું હતું, જેથી સવારમાં પ્રભુદાસ પરવારી તરત પ્રેમદાસને ત્યાં ગયો, અને તેમનો સામાન વગેરે યથાસ્થિત તેમની રૂચિ અનુસાર ગોઠવી, તેમને ગાડીમાં બેસાડી. પોતાને મુકામે આવ્યો. આ વખત તેનું હૈયું ઘણું ભરાઇ આવ્યું; અને પ્રેમદાસના સંગથી પોતાની સ્થિતિમાં અજબ ફેરફાર થયો તે સંભારી સંભારી પ્રેમદાસનો પોતે કેટલો ઋણી થયો છે, તેનો અનુભવ કરવા લાગ્યો. બીજે દિવસે તે પણ પોતાને વતન ગયો.

## પ્રસંગ ૨ જો.

પ્રેમદાસ દિવાળી ઉપર ત્રણ અઠવાડિયાની રજા વખતે વડોદરે પોતાના સગાને ત્યાં રહેવા વિચાર રાખતા હતા. પ્રભુદાસને પણ તે જ અરસામાં રજા પડવાની હોવાથી પ્રેમદાસનો સમાગમ કરવા માટે તે તૈયારજ થઇ રહ્યો હતો. પ્રેમદાસ જે દિવસે વડોદરે આવ્યા, તેને બીજેજ દિવસે પ્રભુદાસ પણ વડોદરે પોતાના સગાને ત્યાં આવ્યો. તે બપોરના વખતે પ્રેમદાસને મળવા ગયો. તેઓ અરસપરસ મળવાથી બન્નેને ઘણો હર્ષ થયો. બે ઘડી અભ્યાસ વગેરેની અને બીજી વ્યાવહારિક વાતો કર્યા બાદ સાંજે બન્ને જણ ફરવા નિકળ્યા, અને થોડેક દૂર જઈ કોઈ નિરાવરણ જગ્યા જોઈ ત્યાં બેઠા.

## દિવસ ૧ લો.

### પુષ્ટિમાર્ગનું શિક્ષણ

પ્રભુદાસ—**હવે પુષ્ટિમાર્ગ સર્વ કરતાં શ્રેષ્ઠ છે, એવો મને કાંઇક ભાસ હૃદયમાં થાય છે, પરંતુ જનસમાજમાં પુષ્ટિમાર્ગીય કહેવરાવતા લક્ષાવધી માણસો મારી** નજરે પડે છે, તે પૈકી ઘણા ભાગનાં ચરિત્ર જોઇ **મને મોહ થાય છે; જેથી શ્રીઆચાર્યજીએ પુષ્ટિ-**

માર્ગનું બંધારણ કેવું કર્યું છે તે મને એવી રીતે સમજાવશો કે મારો મોહ નિવૃત્ત થઈ હું પુષ્ટિમાર્ગના આચરણની શરૂઆત કરવા પ્રવૃત્તિ કરી શકું.

પ્રેમદાસ—તમે સ્કુલમાં લગભગ ૧૨ વર્ષથી ભણો છો તેથી તમને એટલું તો સમજાયું હશે કે તમે પ્રથમજ ૫–૬ વર્ષની ઉમરે ભણવા બેઠા તે વખતની તમારા મનની સ્થિતિ અને હાલની મનની સ્થિતિમાં ઘણો ફેર પડયો છે.

પ્રભુદાસ—તેમાં શું કહેવું? જેમ જેમ ધોરણ ચડતો ગયો તેમ તેમ નવીનતા પ્રાપ્ત થતી ગઈ, મારામાંથી બાળચેષ્ટાઓ આપોઆપ ઓછી થતી ગઇ, અને તે જગ્યાએ ગણિત વગેરેના અભ્યાસમાં મારૂં મન પરોવાતું ગયું.

પ્રેમદાસ—તમામ બાબતનું તેમજ છે. જે વિષય જાણવાની ઈચ્છા થાય તે વિષયમાં જેમ ઉંડા ઉતરીએ તેમ તેમ બીજી બાબતો આપોઆપ ઓછી થતી જાય ને કેટલીક તદ્દન ભૂલાતી પણ જાયજ.

જેમ નિશાળમાં તમામ વિદ્યાર્થીઓ એકજ વર્ગમાં નથી હોતા, પરંતુ તે પૈકી કેટલાક તદ્દન હલકા વર્ગમાં હોય છે, કેટલાક તેથી કાંઈક ચડીયાતા વર્ગમાં હોય છે, કેટલાક તેથી ચડીયાતા વર્ગમાં હોય છે અને થોડાક ઉંચા

વર્ગમાં પણ હોય છે. વળી જેઓ એકજ વર્ગમાં હોય છે તેઓ પણ સરખા સ્વભાવના કે અભ્યાસમાં સરખી કુશળતાવાળા હોતા નથી; તેમજ આ સૃષ્ટિમાં સર્વત્ર છે એમ તમને સમજવામાં આવશે; અને જ્યારે એમ સમજવામાં આવશે ત્યારેજ તમને આ જગતની રચનામાં પ્રભુની વિચિત્ર લીલાનું ભાન થશે.

પ્રભુદાસ—આપ કહોછો તે મને કાંઈક સમજાય છે અને તેમાંથી સત્ય જાણવા મારી જીજ્ઞાસા છે, તેથી જે રીતે મારી જીજ્ઞાસાની વૃદ્ધિ થાય તથા મારા અંતઃકરણમાં સત્ય ઠરતું જાય તેવી રીતે મારા પ્રત્યે શ્રીઆચાર્યજીકૃત માર્ગ બંધારણ સંબંધી જ્ઞાનનું સિંચન કરશો.

પ્રેમદાસ—પોતાને જે જાતનું શિક્ષણ લેવાનું છે તે જાતના વિષયમાં પ્રવીણ હોય તેવા, અને અન્યને તે બાબતનું શિક્ષણ તદન નિરપેક્ષ ભાવથી આપવા ઉત્સુક હોય તેવા શિક્ષકની શોધમાં જીજ્ઞાસુએ પ્રથમ તો પ્રવૃત્ત થવું જોઇએ. કદાચ જીજ્ઞાસુની તેવી શોધક બુદ્ધિ ન હોય તો તેવા અશક્ત જીજ્ઞાસુએ સશક્ત જીજ્ઞાસુ વડીલોની પ્રેરણા પ્રમાણેના તેવા શિક્ષકની સન્મુખ જઈ વિનયપૂર્વક વિનતિ કરવી જોઇએ, અને તેમની પાસે પોતે શિષ્ય થઈ રહેવાની પોતાની ઈચ્છા જાહેર કરવી જોઇએ.

શ્રીઆચાર્યજી સર્વ શિક્ષકોના શિરોમણિ, ઉત્તમોત્તમ, મહાન, અલૌકિક, સર્વ ગુણ શિખર શિક્ષક છે. જો કે તેઓશ્રી હાલ ભૂતલપર પ્રત્યક્ષ બિરાજતા નથી, છતાં જીજ્ઞાસુને પ્રાપ્ત થઈ શકે તેવી સહેલી શૈલીથી આપે અનેક વિધ ગ્રંથો તમામ શંકાનું સમાધાન થઈ જાય, અને ત્રણેકાળમાં અચળ એવો શુદ્ધ માર્ગ જડી આવે એવા ગ્રન્થો-રચેલા છે. તે ગ્રન્થોદ્વારા તે મહાન્ શિક્ષક હાલ પણ ઉત્તમોત્તમ શિક્ષણ આપે છે, અને જેઓને પૂરેપૂરી જીજ્ઞાસા પ્રગટ થાય છે તેવા ભક્તો ( શિષ્યો ) ને તે ગ્રન્થોમાંથી પોતાના અંતઃકરણના શુદ્ધભાવનું ભાન કરાવે છે, એટલુંજ નહિ પણ જ્યારે ભક્તની ભાવના અતિવૃદ્ધિગત થાય છે ત્યારે આધુનિક સમયમાં પણ પ્રત્યક્ષ થઈ સાક્ષાત્ દર્શન કરાવે છે.

આજદિન સુધી તમને તેવા શિક્ષણની કાંઈપણ જીજ્ઞાસા હતી નહિ છતાં તમારા માતપિતાએ પરંપરાની રીતે શ્રીમદાચાર્યજીના વંશજની સન્મુખ કરી તેવા શિક્ષણની શરૂઆત કરવાના સંસ્કારરૂપ અષ્ટાક્ષર શરણમંત્ર તમને સંભળાવ્યો છે અને કદાચ નિવેદન ઉપદેશ પણ પરંપરાની રીતે તમને તમારા માતપિતાએ તેઓશ્રી પાસે અપાવ્યો હશે; પરંતુ તે બધું તમારી જીજ્ઞાસાના અભાવમાં થયેલું છે. જેથી તે સંસ્કારરૂપ બીજ આજદિન સુધી લગભગ

નકામા જેવું પડી રહ્યું હતું. તમારા સુભાગ્યે તે સડી જઇ નદન નકામું થયા પહેલાં તમે જાગ્રત થયા, અને તમને ધર્મ સંબંધી કાંઈ જ્ઞાન મેળવવાની જીજ્ઞાસા થઈ, એટલે તે બીજને સિંચન મળવું શરૂ થયું.

પ્રભુદાસ—આપે કહ્યું કે સંસ્કારરૂપ બીજ નકામું પડી રહ્યું તે સડીને કદાચ નકામું પણ જાત. એ બાબત સ્પષ્ટ કરી સમજાવશો.

પ્રેમદાસ—ખેડયા વગરની જમીનમાં હજારો બીજ પડે છે તે મધ્યેથી લગભગ બધાં બીજ ઉગ્યા વગરજ—અનુકુળ સંજોગ આવ્યા પહેલાંજ—સડી જઇ નકામાં થઈ જાય છે. અને કેટલાંક બીજો પક્ષી વગેરે ખાઈ જાય છે તેમાંથી બચેલા કોઇ કોઈ બીજ સમય પરત્વે વૃષ્ટિથી જમીન ભીંજાય તે વખતે ઉગી નીકળે છે, તે પ્રમાણે અંતઃકરણપર નદન પ્રતિકુળ સંજોગોને લીધે સંસ્કારરૂપ બીજની સ્થિતિજ નાશ પામે છે. હાલ આધુનિક કેળવણી લેનાર હજારો બાળક અને યુવાનોની આવી સ્થિતિ થતી તમે હવે અનુભવી શકશો. તમારા ભાગ્યોદયને લીધેજ તેવી સ્થિતિ થતાં પહેલાં તમને અનુકુળ સંજોગ પ્રાપ્ત થઇ જવાથી શ્રીમદાચાર્યજીએ બતાવેલ આજ્ઞારૂપ જળના સિંચન વડે તમારો

બીજભાવ દ્રઢ થશે અને વૃદ્ધિ પામશે, એમ તમારા મનમાં ખાસ વિશ્વાસ રાખશો. આવતી કાલથી આપણે તે શિક્ષણપદ્ધતિની અને તે શિક્ષણને માટે બાંધેલ ધોરણની વાત શરૂ કરીશું.

---

## દિવસ ૨ જો.

---

વર્ગ.

પ્રભુદાસ—શ્રીઆચાર્યજીએ પુષ્ટિમાર્ગના શિક્ષણની જે પધ્ધતિ બાંધેલ છે તેની અને તે માટે જુદાં જુદાં ધોરણો બાંધેલ હોય તેની મને આપ સરળતાથી સમજ પાડશો.

પ્રેમદાસ—ભક્તિમાર્ગથી શ્રેય ઇચ્છનારજનોના હિત માટેજ શ્રીઆચાર્યજીનું પ્રાગટ્ય છે, છતાં જ્ઞાનમાર્ગીયને ખોટા જ્ઞાનને બદલે ખરૂં જ્ઞાન પ્રાપ્ત થાય અને તે રસ્તે પોતાનું શ્રેય કરે, તેમજ કર્મમાર્ગમાં રહી શ્રેય ઇચ્છનાર કર્મની આંટીઘુંટીમાં ફસાઈ ન પડે અને અમુક શુભ કર્મમાં રોકાઈ પોતાનું શ્રેય કરે તે માટે પણ શ્રીમદાચાર્યજીએ ઘણો શ્રમ લીધો છે અને તે શુધ્ધ જ્ઞાન અને શુધ્ધ કર્મ જેટલે

અંશે ભક્તિમાર્ગમાં ઉપયોગી છે તેટલે અંશે ભક્તિમાર્ગમાં પ્રવેશના સાધનમાં તેમને સ્થાન પણ આપ્યું છે. આ બધી તરફ વિચાર કરી આપણે જુદા જુદા ધોરણ બાંધવા પ્રયત્ન કરીએ તો ત્યાં મારી મતિ તો કામ કરે તેવું નથી, પણ સામાન્ય રીતે વિચાર કરી મુખ્ય ચાર વર્ગ પાડી શકીએ.

૧ બાળવર્ગ—પુષ્ટિમાર્ગીય અધિકારમાં પ્રવેશ થયા વિનાના. આમાં પણ બે ભેદ પાડી શકીએ. (૧) જીજ્ઞાસા રહિત. (૨) જીજ્ઞાસુ.

૨ હીન અધિકારી

૩ મધ્યમ અધિકારી

૪ ઉત્તમ અધિકારી

પ્રભુદાસ——આ ચારે વર્ગ માટે શિક્ષણ પધ્ધતિ ન્યારી ન્યારી છે કે એકજ પ્રકારની છે ?

પ્રેમદાસ——તમને આગળ કહેવામાં આવ્યું છે, કે જીવોના અંતઃકરણ ઉપર કાંઇ પણ બળાત્કાર થયા વગરજ તેઓનું શ્રેય થાય એવી પધ્ધતિ શ્રીમદાચાર્યજીએ બાંધેલ છે જેથી જે જીવોના અંતઃકરણ પર શિક્ષણની ઘણી ઓછી અસર થાય, કાળમીંઢ પથ્થર જેવું જેનું અંતઃકરણ કઠોર હોય તેઓ ઘણા લાંબા

કાળ સુધી બાળવર્ગમાં પડયા રહે છે. તેમને જીજ્ઞાસાના અંકુરોજ ફૂટતા નથી. જેઓને જીજ્ઞાસાના અંકુરો ફૂટે છે તેમાં પણ કેટલાક મંદ રીતે આગળ વધી શકે તેવા હોય છે; અને કેટલાકના મન ઉપર શિક્ષણની અસર ઝડપથી થાય છે, તેવાઓ આ માર્ગમાં તાકીદે ઉત્તરોત્તર અધિકાર પ્રાપ્ત કરી શકે છે. શિક્ષણ તેઓના અંતઃકરણની ભાવના મુજબ ન્યારૂં ન્યારૂંજ છે, છતાં શિક્ષણ પધ્ધતિનો મુખ્ય મુદ્દો તો એકજ છે કે તેના અંતઃકરણ પર બળાત્કાર થવો ન જોઇએ.

પ્રભુદાસ—હાલ પાશ્ચાત્ય કેળવણી ઘણા પ્રકારની પદ્ધતિથી અપાય છે. તે પૈકી ફ્રોબેલની કિન્ડરગાર્ટન પદ્ધતિથી બાળકના અંતઃકરણ પર ઓછામાં ઓછો બળાત્કાર થાય છે, તે કરતાં પણ એક વિશેષ સરસ પદ્ધતિ એક વિદ્વાને શોધી કાઢી છે અને તે પધ્ધતિથી પોતેજ કેટલાક વિદ્યાર્થીને શિક્ષણ આપે છે. સ્કુલની અંદર કુદરતી અને મનુષ્યકૃત દેખાવોના નમુના, ભૂગોળના શિક્ષણ માટે તેવાજ નકશાઓ, ઇતિહાસના શિક્ષણ માટે તેજ મૂજબ પ્રાચીન અર્વાચીન ચિત્રો, ગણિત વગેરેના શિક્ષણ માટે પણ કાંઇક તેવીજ યોજના કરેલી છે. તે સ્કુલમાં શિક્ષક પોતે

ખાસ કાંઇ શિક્ષણ આપતા નથી, પણ દરેક વિદ્યાર્થી પોતાની ભાવના પ્રમાણે તે સ્કુલમાં રાખેલ પદાર્થો જુએ છે, અને જે જે પદાર્થ વિષે જાણવાની તેને ઇચ્છા થઇ પ્રશ્ન પુછાય છે તે તે પદાર્થ સંબંધી તેની વયના પ્રમાણમાં અને તેનું બુદ્ધિબળ ગ્રહણ કરી શકે તેવા પ્રકારે શિક્ષક ખુલાસો કરે છે. શિક્ષક પોતાનું કાંઇ પણ વિશેષ પાંડિત્ય તેની આગળ જણાવતો નથી. આ પદ્ધતિને મળતી પદ્ધતિ શ્રીમદાચાર્યજીની હોય એમ ધારૂં છું.

પ્રેમદાસ—તમારી અટકળ ખરી છે. આ પદ્ધતિજ ઉત્તમોત્તમ છે. તે પદ્ધતિથીજ ખરી રીતે આગળ વધાય છે. આધુનિક વૈષ્ણવો પત્યે તેવા પ્રકારના શિક્ષણની ખામીને લીધે ઘણો ગોટાળો થઇ ગયો છે જેથી નવીન જીજ્ઞાસુને મોહ થાય છે.

ઉપર જણાવેલ વર્ગો સંબંધો વિશેષ ખુલાસો જેમ જેમ થતો જશે તેમ તેમ તમારા અંતઃકરણમાંથી મોહ નાશ પામતો જશે.

આવતી કાલથી આપણે તે વર્ગો સંબંધી વિશેષ વાતચીત કરીશું.



## પાઠ ૩ જો

બાળવર્ગ.

પ્રેમદાસ—ભક્તિમાર્ગને અનુસરવા ઇચ્છનાર જીજ્ઞાસુ માટે શ્રીમદાચાર્યજીએ **बाळबोध** નામે ગ્રંથમાં ખાસ આજ્ઞા કરી છે કે—

**मोक्षस्तु विष्णोः सुलभो भोगश्च शिवतस्तथा ॥ १७ ॥**
**समर्पणेनात्मनो हि तदीयत्वं भवेद् ध्रुवम् ॥**
**अतदीयतया चापि केवलश्चेत्समाश्रितः ॥ १८ ॥**
**तदाश्रयतदीयत्वबुद्ध्यै किंचित्समाचरेत् ॥**
**स्वधर्ममनुतिष्ठन्वै भारद्वैगुण्यमन्यथा ॥ १९. ॥**

અર્થ—મોક્ષ તો વિષ્ણુથી સુલભ છે, તેજ પ્રમાણે ભોગ શિવથી ( સુલભ ) છે. પોતાના સમર્પણ વડે તદીયપણું ( તેનાપણું ) દ્રઢ થાય છે.

અતદીય ( સમર્પણ વગર ) વડે પણ જો કેવળ સારી રીતે આશ્રયજ હોય તો અને તે આશ્રય તદીયપણાની બુદ્ધિપૂર્વક ( આગળ ઉપર તદીય થવાય તો ઠીક એવી બુદ્ધિપૂર્વક ) કાંઇક આચરણવાળો હોવો જોઇએ અને સ્વધર્મને એટલે ભક્તિમાર્ગને અનુસરી હોવો જોઇએ,

અન્યથા એટલે બીજે પ્રકારે કરવામાં આવે તો બમણો ભાર થાય.

**બમણો ભાર** એ કે મનુષ્યજન્મ પ્રાપ્ત થયા પહેલાં અંધકારરૂપ જે ભાર હતો તે ભાર ઓછો થાય અથવા તદ્દન મટી જાય એવો મનુષ્યદેહ પ્રાપ્ત થયા છતાં પ્રભુમાં પોતાના અંતઃકરણનું સમર્પણ ન કરતાં ભોગાદિની લોલુપ્તાને વશ થઈ અન્યમાં–આ સંસારમાં–સમર્પણ કરે તો પ્રથમના ભાર ઉપરાંત આ જન્મમાં પણ તે ભારમાં વધારો થાય.

પ્રભુદાસ—આ ઉપરથી હું એમ સમજ્યો છું કે મોક્ષ મેળવવા માટે શિવની ભક્તિ કરતાં વિષ્ણુની ભક્તિથી તે સુલભતાથી મળે છે. વળી ભક્તિમાં પ્રવેશ તદીયપણાથી એટલે સમર્પણથીજ થાય છે, અથવા પ્રથમ પગથીઆ રૂપે ફક્ત દૃઢ આશ્રયજ હોય તો પણ ભક્તિમાર્ગમાં પ્રવેશ થઈ શકે છે.

આ બાબતમાં મને એક શંકા એ છે જે–બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એ ત્રણ દેવ એક રૂપ છે એવું ઘણા કહે છે અને શ્રીમહાચાર્યજી તો ઉપરની આજ્ઞામાં ભેદ બતાવે છે તો આ ત્રણે દેવ સંબંધી મને સમજ પાડશો, અને તેમાં જગત્કર્ત્તા અને જગતના નિયંતા તરીકે કયા દેવ છે તે જણાવશો.

પ્રેમદાસ—તમે બ્રહ્માંડ શબ્દ તો ઘણી વખત સાંભળ્યો હશે. બ્રહ્માંડ શબ્દથી તમે શું સમજ્યા છો?

પ્રભુદાસ—બ્રહ્માંડ શબ્દ બ્રહ્મ અને અંડ એ બે શબ્દથી બનેલો છે. તે ષષ્ટિતત્પુરૂષ સમાસ છે. તેનો અર્થ "બ્રહ્મનું ઇંડું" એવો થાય છે. આ દેખાતું સર્વ જગત બ્રહ્મનું ઇંડું છે. ઇંડું જેમ પક્ષીના ગર્ભમાં હોય છે તેમ આ બ્રહ્માંડ એ બ્રહ્મ એટલે જગત્કર્તાના ગર્ભમાં છે એમ સમજ્યો છું.

પ્રેમદાસ—ખરૂં. આ બ્રહ્મ શબ્દ જગત્કર્ત્તાના અર્થમાં વપરાય છે તે ઉપરાંત બ્રહ્મ શબ્દ સામાન્ય નામ છે. જેમ આ બ્રહ્માંડમાં વસનાર દેવ, મનુષ્ય, પશુ, પક્ષી, જંતુ વિગેરે જીવકોટિ ગણાય છે, તેમ બ્રહ્મકોટિ છે અને તેમાં બ્રહ્માદિથી આરંભી જગત્કર્ત્તા પરમેશ્વર સુધીના પ્રકાર ભેદ છે તે સમજવાની જરૂર છે.

તમે બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એ ત્રણે દેવોનાં નામ જાણો છો તો તે ત્રણે દેવો આ બ્રહ્માંડના નિયંતા–નિયમમાં રાખનાર અધિકારી છે. બ્રહ્માથી સૃષ્ટિનો ઉદ્દ્ભવ થાય છે, વિષ્ણુથી પાલન થાય છે, અને શિવથી સંહાર થાય છે. એ પ્રમાણે ઉત્પત્તિ, સ્થિતિ અને લય સંબંધી આ સૃષ્ટિનું કાર્ય બ્રહ્માદિ ત્રણે દેવો કરે છે. ઉત્પત્તિ કરવામાં રાજસ્

ગુણની આવશ્યકતા છે માટે બ્રહ્મા રજોગુણના અધિષ્ઠાતા દેવ છે. પાલન કરવામાં સત્વગુણની આવશ્યકતા છે માટે વિષ્ણુ સત્વગુણના અધિષ્ઠાતા દેવ છે અને સંહાર કરવામાં તમોગુણની આવશ્યકતા છે માટે શિવ તમોગુણના અધિષ્ઠાતા દેવ છે.

આ ત્રણે દેવો સ્વતંત્ર નથી. તેઓ નારાયણના આજ્ઞાંકિત છે અને ત્રણેનું ઉત્પત્તિ સ્થાન પણ તે નારાયણજ છે. આ નારાયણ લક્ષ્મીપતિ નારાયણ નામથી પ્રસિદ્ધ છે. તે વિરાટ પુરૂષ પણ કહેવાય છે. આ નારાયણ સત્વ રજ અને તમ એ ત્રણે ગુણના અધિષ્ઠાતા છે, તેમજ છે તેમજ ત્રણે ગુણરૂપજ તેમનું સ્વરૂપ છે. તેમના નાભિકમળમાંથી બ્રહ્મા, હૃદયમાંથી વિષ્ણુ અને લલાટમાંથી શિવ પ્રગટ થયા છે.

પ્રભુદાસ—આજે મારા મનનું ઠીક સમાધાન થયું. મારા મનમાં એમજ આવ્યા કરતું હતું કે શું બ્રહ્માદિ ત્રણે દેવ સમાન છે તો ત્રણે જગત્કર્ત્તા માનવા? પરમેશ્વર જે જગત્કર્ત્તા તે તો એક છે તો આ ત્રણને કેવા માનવા તે શંકાનું આજે સમાધાન થયું. હવે આ નારાયણ પણ ત્રણ ગુણમય છે તો તદ્દન નિર્ગુણ બ્રહ્મ તેથી પર હોવું જોઇએ. જેથી

નારાયણની ઉત્પત્તિ શેમાંથી થઇ છે એ વગેરે પરંપરા હોય તે સમજાવશો.

પ્રેમદાસ—આ લક્ષ્મીપતિ નારાયણનું ઉત્પત્તિસ્થાન પ્રકૃતિ પુરૂષ છે. એ પ્રકૃતિના ગર્ભમાં રહેલા અહંકારાદિ તત્વો સૃષ્ટિના વિકાસ માટે પ્રકટ થયા છે. અહંકારાદિ તત્વોમાંજ સત્વાદિ ત્રણે ગુણનો પણ સમાવેશ થાય છે. આ પ્રકૃતિ પુરૂષ પણ નિર્ગુણ નથી. તેમનું ઉત્પત્તિસ્થાન કાળ પુરૂષ છે, તે સંકર્ષણ પણ કહેવાય છે. આ કાળ પુરૂષમાં ગુપ્ત રીતે તત્વો રહેલા છે. જેથી તે પણ નિર્ગુણ નથી. એ કાળ પુરૂષ સૃષ્ટિની શરૂઆત થતાં અક્ષર બ્રહ્મમાંથી જૂદો પડે છે. અક્ષરબ્રહ્મ નિર્ગુણ છે છતાં તે આ જગતના કર્ત્તા નથી. જગત્કર્ત્તા શ્રીપુરૂષોત્તમનું આધ્યાત્મિક તેજોમય સ્વરૂપ છે. જેમ સૂર્ય અને તેનું તેજ છે, તેજના મધ્યમાં સૂર્ય સાકાર રૂપે છે તેજ પ્રમાણે અક્ષર બ્રહ્મની અંદર કેવળ આનંદમાત્ર કરમુખોદરાદિ અવયવયુક્ત સાકાર શ્રીપુરૂષોત્તમ બિરાજે છે. તેમની ઈચ્છા જ્યારે જગત કરવાની થાય છે ત્યારે અક્ષરથી કાળ જુદો પડે છે. માટે કાળથી લઇ બ્રહ્માદિ દેવો સુધીના બ્રહ્મકોટિમાં છતાં જગત્કર્ત્તા તરીકે ગણાય નહિ.

શ્રીઆચાર્યજી આજ્ઞા કરે છે કે શ્રીપુરૂષોત્તમના ભકતોએ કાળથી તૃણ સુધીમાં કોઇનું ભજન કરવું નહિ. કારણ કે તે તમામ જગત જે શ્રીપુરૂષોત્તમનું બાહ્ય રમણ સ્થળ છે, તેના અધિષ્ટાતા દેવો છે અને તે પ્રાકૃત છે. અંતર રમણ સ્થળના અધિષ્ઠાતા તો શ્રીપુષોત્તમ સ્વરૂપ શ્રીકૃષ્ણ પોતેજ છે.

પ્રભુદાસ—મારી બીજી શંકાનું પણ આથી આપોઆપ સમધાન થઈ ગયું. ઘણા મતવાદીઓ ઇશ્વરનું સ્વરૂપ સાકાર છે કે નિરાકાર તે બાબતમાં લડી મરે છે, પરંતુ શ્રીમહાપ્રભુજી (શ્રીમદાચાર્યજી) એ શાસ્ત્રોની એકવાકયતા કરી આ બ્રહ્મકોટિનો પ્રકાર બહુ સારી રીતે સમજાવ્યો હોય એમ મને લાગે છે. સૂર્ય સાકાર છે છતાં તેનું તેજ તો નિઃસીમ હોવાથી નિરાકાર કહેવાય છે; તેમજ શ્રી-પુરૂષોત્તમ સ્વરૂપને ભજનાર તેમને સાકાર કહે છે અને અક્ષરબ્રહ્મને ભજનારાઓ એમ માને છે કે તેથી પર કોઈ નથી. તેથી તેજોમય અક્ષર સ્વરૂપને નિરાકાર કહે છે.

પ્રેમદાસ—આ પુરૂષોત્તમ સ્વરૂપ સર્વકરણ સમર્થ છે, તેમના ભકતો કેવળ આ સ્વરૂપમાંજ આસકિતવાળા હોય છે અને તેમની કૃપાનેજ અવલંબનાર હોય છે. આવા ભકતો પુષ્ટિમાર્ગીય ભકતો કહેવાય છે.

અક્ષરબ્રહ્મ નિઃસીમ તેજોમય છતાં તેમનું એક સાકાર સ્વરૂપ પણ છે. તેમના ભક્તો તેમની કૃપાને અવલંબે છે. તેઓ મર્યાદામાર્ગી ભક્તો કહેવાય છે. જ્ઞાનમાર્ગીયોને પણ આ અક્ષર સુધી પ્રાપ્તિ થઇ શકે છે.

પુષ્ટિમાર્ગીય ભક્તો શ્રીપુરૂષોત્તમનેજ અવલંબનાર હોવાથી તે સ્વરૂપ સિવાય બીજા કોઈ બ્રહ્મકોટિના દેવોને નમન સુદ્ધાં કરતા નથી. શ્રીમદાચાર્યજીની આજ્ઞા પણ તેવીજ છે તે આવતી કાલે સમજાવીશ.

---

## દિવસ ૪ થો.

**અનન્યતા.**

**પ્રભુદાસ**—આપણે ગઈ કાલે બ્રહ્મકોટિની વાત કરી. બ્રહ્માથી લઈ અક્ષર સુધીના તમામ શ્રીપુરૂષોત્તમના આજ્ઞાકારી છે, શ્રીપુરૂષોત્તમજ સર્વોત્તમ અને આ જગતના આદિ કારણ છે એ વાત હું સમજ્યો. હવે તે બ્રહ્મકોટિના દેવો તથા આ બ્રહ્માંડ મધ્યેના ભૂલોકથી ઉપર ભુવર, સ્વર વગેરે લોકમાં વસનાર ઇંદ્રાદિ દેવોને નમન કરવામાં શું વાંધો છે તે આપ સમજાવશો.

પ્રેમદાસ—સાધનભક્તિ નવ પ્રકારની છે. શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન (ચંદનાદિ લગાડવું તે), વંદન ( નમન કરવું તે ), દાસ્ય અને આત્મનિવેદન. આ નવ પ્રકારની સાધનભકિતમાં નમનની ગણત્રી છે. જો આદિ કારણ શ્રીપુરૂષોત્તમ સિવાય બીજાનું ભજન ઉપર કહેલ કોઇ પણ સાધનથી થાય તો શ્રીપુરૂષોત્તમને વિષે પરમ આદર થતો નથી. શ્રીમદાચાર્યજી નિબંધ નામે ગ્રંથમાં આજ્ઞા કરે છે કે **बहुषु परमादरो न भवति** બહુને વિષે પરમ આદર થતો નથી. માટે આપણે લક્ષ્ય બિંદુ જે છે તેનુંજ ભજન ફકત કરવું, કે જેથી આપણા અંતઃકરણમાં રહેલી તમામ આસકિત ( આદર ) અન્ય સ્થળેથી નિકળી શ્રીપુરૂષોત્તમમાંજ થાય.

પ્રભુદાસ—ત્યારે આપણાથી મોટા આપણા માતપિતા તથા બીજા વડીલોને તથા ગુરૂશ્રીને નમન શા હેતુથી થાય છે ?

પ્રેમદાસ—માતપિતા એ જન્મ આપનાર છે, ને બાળપણથી ધર્મનાં બીજનું આરોપણ કરનાર છે, માટે શ્રીપુરૂષોત્તમમાં આપણા અંતઃકરણને યોજનાર તરીકે પ્રથમ ગુરૂ રૂપ છે માટે તેમને નમન કરવું

આવશ્યક છે. બીજાઓ જે વડીલો તરીકે આ-
લોકમાં ગણાતા હોય તેમને નમન કરવું ઉચિત
નથી, પરંતુ તે મધ્યે જેઓ શ્રીપુરૂષોત્તમના ભક્ત
હોય તો તેમના અંતઃકરણનું લક્ષ્યબિંદુ પણ શ્રીપુ-
રૂષોત્તમજ હોય છે માટે અરસપરસ મીલનમાં નાની
ઉમરનાએ મોટી ઉમરવાળાને વિનયપૂર્વક ભગવા-
નનું સ્મરણ કરવું કરાવવું, એ વિનયપૂર્વક કરેલ
ભગવત્સ્મરણને લોકમાં નમન કહે છે, પણ તે નમન
નથી તે તો સન્માનની પદ્ધતિ છે.

પ્રભુદાસ—હવે હું સમજ્યો, માતાપિતા તથા ગુરૂને નમન
કરવું આવશ્યક છે; કારણ કે તે શ્રીપુરૂષોત્તમના
માર્ગે દોરનાર છે. બીજાઓને વિનયપૂર્વક સન્મા-
નજ થાય, પણ નમન ન થાય. હું આજદિન સુધી
એમ સમજતો કે માથું નીચું કરી વિનયપૂર્વક
સન્માન કરવું તે નમનજ કહેવાય. હવે વાસ્તવિક
નમન કોને કહેવાય તે સ્પષ્ટતાથી સમજાવશો.

પ્રેમદાસ—અંતઃકરણમાં એવી ભાવના થાય કે આનાથી
મારૂં વાસ્તવિક રૂડું થાય છે અને થશે તો સર્વને
નમન કરાય. હવે વાસ્તવિક રીતે તો સંસારની
નિવૃત્તિ થઇ શ્રીપુરૂષોત્તમ સાથે સંબંધ થાય તેજ
આપણું રૂડું છે, બાકી બધું તો આપણને નુકસા-

નકર્તા છે. માટે જેઓ શ્રીપુરૂષોત્તમ સ્વરૂપ તરફ આપણી મનોવૃત્તિ દોરવામાં મદદ રૂપ થાય તેમને તેવી ઉપકારની લાગણીથી મસ્તક નમાવાય તે નમન કહેવાય. ખરી રીતે તો તેમને દંડની પેઠે ભૂમિ ઉપર પડી નમન કરવું જોઇએ. સંક્ષેપ રીતે ફક્ત હાથને સંપુટની પેઠે એકઠા કરી માથું નીચું નમાવી નમન કરાય છે તે પણ નમન કહેવાય ખરૂં, પણ તે દંડવતનું સૂક્ષ્મરૂપ છે એવા ભાવથી થાય છે. માતપિતાને અને શ્રીપુરૂષોત્તમના ભક્તોને આ પ્રમાણે નમન થાય; બાકી બધાને વિનયપૂર્વક સન્માનજ થાય. પોતાના ગુરૂદેવને તો દરેક પ્રસંગે સાષ્ટાંગ દંડવત્ નમન કરવું જોઇએ.

પ્રભુદાસ—હું સન્માન અને નમનનો ભેદ સમજ્યો. હવે સ્વર્ગાદિમાં વસતા જીવકોટિના ઈંદ્ર, અગ્નિ વગેરે દેવો, અને બ્રહ્માંડથી ઉપરના બ્રહ્મકોટિના બીજા દેવો પ્રત્યે શ્રીપુરૂષોત્તમના ભક્તોએ શી રીતે વિ-વેકથી રહેવું તે સમજાવશો.

પ્રેમદાસ—સ્વર્ગમાં વસનાર ઈંદ્રાદિ દેવોની તો આ ભૂમિ-પર કાંઈ સત્તાજ નથી. જેમ આ ભૂલોક છે તેવો તે સ્વર્ લોક છે. ત્યાં વસનારાઓની આવરદા આપણા પ્રમાણમાં ઘણી વધારે છે, માટે ભૂ ઉ-

રના લોક તેને અમર કહે છે. તેઓનો વૈભવ ઘણો વધારે છે. આલોકમાં વૈભવનો (ભોગનો) ભૂખ્યો જનસમુદાય જેમ વૈભવી શેઠ કે અમીરને જોઇ તેનાથી અંજાઇ જાય છે અને તેનાથી પોતાનું રૂડું થશે એવી ભાવના રાખી તેને નમન કરે છે તેમજ સ્વર્ગલોકમાં વસનાર દેવો આપણું રૂડું કરશે એવી ભાવના કરી તેમને તેવી લાલસાવાળા નમન કરે છે.

બ્રહ્મકોટિમાંના દેવનું તેમ નથી. તેઓની સત્તા બ્રહ્માંડમાંના ચૌદે લોક ઉપર છે, જેથી જનસમાજ તેમને નમન કરે છે. પરંતુ તે દેવોની જે સત્તા છે તે શ્રીપુરૂષોત્તમની આપેલી છે અને શ્રીપુરૂષોત્તમની આજ્ઞાનુસારીજ તે દેવો છે એમ જાણ્યા છતાં શ્રીપુરૂષોત્તમના ભક્તો પૈકી પણ કેટલાક તેમને ભક્તિપૂર્વક નમન કરે છે તેમને **बहुषु परमादरो न भवति** એ સૂત્રનું અજ્ઞાન છે એમ સુચવે છે.

આપણે તે દેવો પ્રત્યે અવગણના પણ ન કરવી, તેમ પોતાનું કલ્યાણ કરનાર તરીકે પણ ન ગણવા, કારણ કે તે દેવો પોતપોતાના ઓદ્ધાપર રહ્યા છતાં તે ઓદ્ધાના અભિમાની દેવો છે, જેથી શ્રીપુરૂષોત્તમ તરફ દોરનાર તરીકે કાર્ય કરતા નથી પણ પોતામાં યોજનાર તરીકે છે માટે તેમને નમન ન કરવું.

તેઓ વાસ્તવિક રીતે તો શ્રીપુરૂષોત્તમના ભક્ત છે, તેમની શક્તિઓ છે, જેથી ભક્ત કે પુરૂષોત્તમની શકિત સ્વરૂપ બોધક રૂપે આપણને દેહધારી થઈ દર્શન દે ત્યારે તો તેમને શ્રીપુરૂષોત્તમ તરફ આપણને દોરનાર તરીકે આપણે તેમને અવશ્ય નમન કરવું જોઈએ, પણ સત્તાધીશ તરીકે તો પોતામાં દોરનાર તરીકે હોવાથી તેવા સ્વરૂપે દર્શન દે તો તો વિનયપૂર્વક સન્માનજ થાય. નમનની ભાવનાથી નમન નજ થાય. તેઓની મૂર્તિ સ્વરૂપ પ્રત્યે તો પુરૂષોત્તમના ભકતો સ્વઈચ્છાથી ત્યાં જઈ વિનયપૂર્વક સન્માન કરવામાં પણ પ્રવૃત્ત થતા નથી. પરંતુ લૌકિક કાર્ય પ્રસંગે તેવા સ્થાનમાં જવું જ પડે, તેવા પ્રસંગે ફક્ત લોક સંગ્રહાર્થે કાપટ્ય બુદ્ધિથી વિનયપૂર્વક સન્માન કરવામાં બાધ ગણતા નથી. "લોકસંગ્રહાર્થે" અને "કાપટયબુદ્ધિથી" એ બે શબ્દો તમને હું હાલ સમજાવવા ચાહતો નથી. હીન અધિકારીની હકીકત વખતે તમને તે બંને શબ્દોના અર્થ વિસ્તારપૂર્વક સમજાવીશ.

પ્રભુદાસ—હવે હું સમજ્યો. પતિવ્રતા સ્ત્રીઓ પોતાના ધણીની સેવા કરે છે એમ કહેવાય, પરંતુ પોતાના દીયર, જેઠ, સાસુ સસરા એ બધાની ચાકરી કરતાં છતાં તેમની સેવા કરે છે એમ કહેવાય નહિ; તેમનું તો તે વિનયપૂર્વક સન્માનજ કરે છે એમ

કહેવાય. તે પતિવ્રતા સ્ત્રીનો ધણી જ્યારે પરદેશ જાય ત્યારે તે પોતાના ધણીની રોજના ખપની કોઇ ચીજને પોતાની સન્મુખ રાખી તેનું ધણીના પ્રતિનિધિ તરીકે સેવન કરે, પરંતુ દીયર, જેઠ કે સાસુ સસરાની ગેરહાજરીમાં તેમની કોઈ ચીજને તેવો આદર તે સ્ત્રી આપેજ નહિ. તેજ રીતે દેવો પ્રત્યક્ષ હોય ત્યારે ઉપર પ્રમાણેની ભાવનાથી ભકત તરીકે તેમને નમન થાય પરંતુ તેમની મૂર્તિને શ્રીપુરૂષોત્તમના ભકત કરશું ન કરેજ. હવે હું અનન્યતાની ઉપયોગિતા સમજાવું.

પ્રેમદાસ—આ બાબતમાં શ્રીમહાપ્રભુજીએ સ્પષ્ટ આજ્ઞા કરી છે કે

**अन्यस्य भजनं तत्र स्वतो गमनमेवच**
**प्रार्थना कार्यमात्रेपि ततो निश्चिंततां व्रजेत् ॥**

(૧) શ્રી પૂર્ણ પુરૂષોત્તમ સિવાય બીજાનું ભજન, (૨) પોતે તેવા અન્ય દેવાલયમાં જવું અને (૩) કોઇ પણ કાર્યમાં અન્ય દેવની પ્રાર્થના. આ ત્રણ વાનાં નિશ્ચિંતપણાથી તજવાં.

---

# દિવસ ૫ મો.

## અનન્ય વ્રતની દ્રઢતા.( ૧ )

પ્રભુદાસ—ગઈ કાલની વાતચીતનું મનન કરતાં મારી ખાત્રી થાય છે કે **અનન્યતાને મુખ્ય સ્થાન અપાયું છે તે** બરાબર છે. પુષ્ટિમાર્ગીય કહેવાતા જનસમાજમાં ક્ષણિક સુખ મળે છે, પરંતુ તે પરિણામે દુઃખરૂપ નિવડે છે. ખરા સુખની પ્રાપ્તિ થાય એવો પ્રયત્ન બહુ થોડાથીજ બની આવે છે. તેનું કારણ કે આ જગતમાંના ઘણાખરાની બુદ્ધિ વિભ્રમયુક્ત હોવાથી—સન્નિપાત દોષવાળી થઈ ગયેલી હોવાથી—વાસ્તવિક સુખ દુઃખનું જ્ઞાન નષ્ટ થઈ ગયું હોય છે. વળી ધૈર્યની ખામીને લીધે દુઃખ સહન કરવાની શક્તિ ન હોવાથી જ્યાં ત્યાં સુખ મેળવવા ફાંફાં મારે છે. જે વ્યક્તિઓ પોતેજ સુખ મેળવવાની લાલસા છતાં વિભ્રમતાને લીધે અંધારામાં ગોથાં ખાતા હોય છે તેવાઓની પાસેથી સુખ મેળવવાની આશા રાખે છે. આપણે ઉપર કહી ગયા કે આ જગતકર્ત્તા સિવાય બ્રહ્મકોટિમાં પણ કોઈ દેવ સ્વતંત્ર નથી

તો સ્વર્ગલોકના દેવોનો તો શો હીસાબ છે? જ્યારે સ્વર્ગાદિના દેવોજ ખરૂં સુખ પ્રાપ્ત કરવા માટે ભ્રમણાને લીધે અંધારામાં ઘુમે છે તો આસુરી પ્રવૃત્તિમાં રહેનાર દૈત્ય અને તેમની આસુરી ક્રિયાથી તો ખીલકુલ સુખની આશાજ કયાંથી રખાય? આટલું મનમાં સમજી શકાય તો દરેક પ્રકારના ક્ષણિક સુખ કે ચિરકાળના સુખની પ્રાપ્તિ ફક્ત એક જગત્કર્ત્તાથીજ પ્રાપ્ત થાય છે એટલું ભાન થતાં અન્યાશ્રય દોષથી બચવા પામે છે.

ઉપર પ્રમાણે જ્ઞાન થતાં ભ્રમ દૂર થઇ અનન્યતા પ્રાપ્ત થાય છે ખરી, પરંતુ અંતઃકરણમાં ખરા ધૈર્યની ખામીને લીધે દુઃખ સહન કરવાની શક્તિ જોઇએ તેવી ન હોવાથી ક્ષણિક સુખની પણ અપેક્ષા રહ્યા કરે છે. આવા ક્ષણિક સુખને લૌકિક ભોગ એ નામ ઘટાવી શકાય. આ લૌકિક ભોગના ત્યાગ વિના અલૌકિક સુખ એટલે વાસ્તવિક સુખની પ્રાપ્તિ થતી નથી એ જાણ્યા છતાં ઘણા જન્મોના અભ્યાસને લીધે અંતઃકરણ લૌકિક ભોગનો ત્યાગ કરવા સમર્થ થતું નથી. તે લૌકિક ભોગ બળાત્કારે ત્યાગ કરાવવાથી તેનો ખરી રીતે ત્યાગ થતો નથી જેથી તેનો અંતઃકરણ ઉપર બળાત્કાર થયા વિનાજ ત્યાગ કરાવવા માટેજ શ્રીમદાચાર્યજીની શિક્ષણ પદ્ધતિ ખરી ઉપયોગી છે. તે

પદ્ધતિવડેજ કાંઇ પણ બળાત્કાર થયા વિના પ્રભુમાં અધ્યાસ જેમ જેમ વધતો જાય છે તેમ તેમ અંતઃકરણમાંથી લૌકિકભોગનો અધ્યાસ ઓછો થતો જાય છે. જ્યારે પ્રભુમાં પૂરેપૂરો અધ્યાસ થાય છે ત્યારે લૌકિકભોગમાંથી મન તદ્દન નિકળી જાય છે.

પ્રભુદાસ—અનન્યતાની પ્રાપ્તિ માટે અંતઃકરણમાં એટલી દ્રઢતા થવી જોઇએ કે જગત્કર્ત્તા પ્રભુજ સર્વકરવાને સમર્થ છે, ત્યારપછીજ ભક્તિમાર્ગમાં પ્રવેશ થાય. ધીમે ધીમે ભક્તિનો વધારો થતાં લૌકિકભોગનો નાશ બળાત્કાર વગર થાય છે એ બાબત હું સમજ્યો. આવતી કાલે ભક્તિમાર્ગમાં આગળ વધવા સંબંધી જે શિક્ષણ મહાન્ શિક્ષક શ્રીમદાચાર્યજીએ આપેલ છે તે સંબંધી કાંઇક સમજણ મને પાડવા કૃપા કરશો.

---

## દિવસ ૬ ઠો.

### અનન્ય વ્રતની દ્રઢતા (૨)

---

પ્રેમદાસ—શ્રીઆચાર્યજી પોતાને શરણે આવેલ જીવને અનન્ય થયા બાદ શિક્ષણ આપતાં પ્રથમ આજ્ઞા કરે છે કે—**કૃષ્ણસેવા સદા કાર્યા માનસી**

सा परा मता । કૃષ્ણસેવા સદા કરવી. મનપૂર્વક કરેલી સેવા ઉત્તમ માનેલી છે. અહિં સદા કહેલ છે જેથી ગમે તે અવસ્થામાં અને સર્વકાળ કરવાની છે. અહિં સમજવાનું એ છે જે–અષ્ટપ્રહર કરવી તે કઈ રીતે? અને સર્વ અવસ્થામાં કેવી રીતે થઈ શકે? સર્વ સમયમાં સરખી ક્રિયાથી કરવાની છે? તેમજ સર્વ અવસ્થામાં એકજ રીતે કરવાની છે? જો સર્વને સદાકાળ એકજ રીતે કરવાની હોય તો તેમાં શિક્ષણ પદ્ધતિનો ઉપયોગ શો? એ તો યંત્ર માફક એક સરખી રીતે ચાલવાનું થયું. પરંતુ તેમ નથી. દરેક વ્યક્તિની પોતપોતાની મનની સ્થિતિને અનુકુળ આવે, તેના પર બળાત્કાર ન થાય છતાં લૌકિક ભોગમાંથી તેનું મન અનાયાસે નિકળતું જાય અને પ્રભુ વિષયમાં યોજાતું જાય એવી રીતે દરેકની સેવા પદ્ધતિમાં વિલક્ષણતા વૈષ્ણવોનો જે સમુહ છે તેમાંનો ઘણો ભાગ બાળવર્ગ મધ્યેના જીજ્ઞાસારહિત વર્ગમાં છે તે પણ હું સમજ્યો. પરંતુ આવા માણસો શ્રીભાગવત તથા ગીતાજી વગેરે ગ્રંથોનો નિયમસર પાઠ કરતા હોય, પુષ્ટિમાર્ગીય મંદિરોમાં પૈસાથી અને દેહથી

સેવા કરતા હોય, પોતાના ઘરે પણ ઠાઠથી સેવા
કરતા હોય, વળી શ્રીઆચાર્યજીકૃત પુસ્તકો સાંભ-
ળતા હોય, અરે કેટલાક તો બીજાને સંભળાવી
સમજાવતા પણ હોય, શ્રીભાગવતની પારાયણ વખ-
તોવખત કરાવતા હોય, નીતિવાન હોય તો પણ શું,
તેઓ અનન્યતા રહિત હોય તો આ બાળવર્ગના
જીજ્ઞાસારહિત વર્ગમાંજ ગણાય ?

પ્રેમદાસ—તેમાં શું સંશય છે? તેમની સર્વ ક્રિયા જીજ્ઞાસા
રહિતજ હોય છે. જેઓ શ્રીઆચાર્યજીના માર્ગમાં
હોવાનો દાવો કરે છે, તેમના ગ્રંથો પોતે સમજી
શકે છે એવું માને છે, છતાં તેમની આજ્ઞાના પા-
લનમાં તદ્દન બેપરવા છે તેમને શ્રીમદાચાર્યજીની
**निष्टा तु आज्ञया न मनोरथवार्त्तया** નિષ્ટા તો આ-
જ્ઞાના પાલનથી છે પણ કેવળ મનોરથ કે વાર્તાથી
નિષ્ટાવાન થવાતું નથી. એ આજ્ઞાનું ભાનજ નથી.
શેઠનો કહ્યાગરો ગુમાસ્તો કે માબાપનો કહ્યાગરો
છોકરો છોકરીજ પોતાનો ધર્મ બજાવનાર ગણાઇ
શકાશે. બાકી ફકત મોઢેથી શેઠની પ્રશંસા કરનાર
ગુમાસ્તો કે માબાપની તારીફ કરનાર છોકરો
છોકરી જો તેઓની આજ્ઞાનું સ્પષ્ટ ઉલ્લંઘન કરતા
હોય તો તેમના પર શું તેઓ પ્રસન્ન થાય?

નહિજ થાય. તેમજ શ્રીઆચાર્યજી પોતાની આજ્ઞાઓનું ઉલ્લંઘન કરનાર ઉપર, રે પ્રથમ આજ્ઞાનું પણ ઉલ્લંઘન કરનારને "આ મારો" એમ શી રીતે ગણી શકે, અને જ્યાં સુધી પોતાનો ન ગણી શકે ત્યાં સુધી તેમના માર્ગમાં આગળ પણ કેમ વધી શકે? માટે જ્યાં સુધી પોતાના ઇષ્ટ સિવાય અન્ય દેવ દેવીમાં કાંઇ પણ વૃત્તિ જાય છે ત્યાં સુધી જીજ્ઞાસારહિત વર્ગમાંજ પડયો રહે છે. પછી ચાહે તો તે લાખો રૂપિયાના વૈભવવાળા મંદિરોનો અધિકારી હોય કે માલીક હોય, ધન અને તનથી ચાહે તેટલી સેવા કરૂં છું એમ માનતો હોય, પોતાના મંડળમાં અને દેશાવરમાં ગમે તેટલો ધર્મવાન ગણાતો હોય છતાં તે બાળવર્ગના જીજ્ઞાસારહિત વર્ગમાંજ છે તેમાં સંશય નથી.

વળી અનન્યતાના પાલનમાં અંતઃકરણ પર બીલકુલ બળાત્કાર થતો નથી. ફક્ત મનમાં ઘણા કાળથી ભ્રમ પેસી ગયો હોય છે તેજ કાઢી નાંખવાનો છે.

પ્રભુદાસ—તે ભ્રમ કયો, અને કઇ બાબતપર બળાત્કાર ન થવો જોઇએ તે બંને સમજાવશો જેથી બંનેનું તારતમ્ય સમજી શકાય.

પ્રેમદાસ—પ્રાણીમાત્રને સુખ પ્રાપ્ત કરવાની અપેક્ષા હોય છે, અને તે મેળવવા દરેક વ્યકિત પ્રયત્ન પણ કરે

છે. આ પ્રયત્ન જે રીતે કરવો જોઇએ તે રીતે થતો નથી, જેથી તેવા પ્રયત્નથી કેટલાકને સુખને બદલે દુઃખ પ્રાપ્ત થાય છે, કેટલાકને તાત્કાલિક યોજવી એ આ શિક્ષણપદ્ધતિનો હેતુ છે. એટલાજ માટે આપશ્રી આજ્ઞા કરે છે કે–

**कृष्णसेवापरं वीक्ष्य दंभादिरहितं नरं**
**श्रीभागवततत्वज्ञं भजेज्जीज्ञासुरादरात् ॥ नि. स. नि. २२७**

જીજ્ઞાસુએ શ્રીકૃષ્ણ સેવાપરાયણ, દંભાદિ દોષથી રહિત અને શ્રીભાગવત તત્વજ્ઞ એવા નરને આદરથી ભજવું.

શ્રીભાગવત તત્વને જાણુનારજ જીજ્ઞાસુની તમામ શંકાનું નિરાકરણ કરી શકે છે, જીજ્ઞાસુના મનને પુરી રીતે જાણી તેના મનને પોતાની શિક્ષણકળાથી ખેડી ભગવત્પરાયણ થાય તેવાં બીજ વાવી તેની વૃદ્ધિ થાય તેવી યોજના કરી ભગવન્મય બનાવી શકે છે. તેવા જીજ્ઞાસુના કલ્યાણ માટે ઉપરના લક્ષણયુક્ત મહાપુરૂષો પરિપંથ કરે છે છતાં કેટલાકને તેવાની પ્રાપ્તિનો અભાવ છતાં તેવાઓ માટે આપ આજ્ઞા કરે છે કે–

तदभावे स्वयं वाऽपि मूर्तिं कृत्वा हरेः क्वचित्
परिचर्यां सदा कुर्यात्तद्रूपं तत्र च स्थितम् ॥ २२८ ॥

તેવા ગુરૂના અભાવમાં જીજ્ઞાસુએ પોતાને મનપસંદ હરિની મૂર્તિ કરીને ( પ્રાપ્ત કરીને ) સાક્ષાત્પ્રભુની પેઠે ( પતિવ્રતા સ્ત્રી પોતાના પતિની વિયોગ દશામાં જેમ કરે છે તેમ ) સેવા કરવી. તે મૂર્તિમાં ત્રણ પ્રકારથી ભગવદ્‌ભાવ નિરૂપણ કરાય છે.

(૧) આ જગત બધું ભગવદ્રૂપ છે જેથી હું આદૃષ્ય ભગવદ્રૂપથી ઉદ્ધાર પામીશ, મૃતિકા વગેરેમાંથી પણ પ્રભુ પ્રકટ થઈ ઉદ્ધાર કરે છે. જેમ નૃસિંહજીએ કાષ્ટસ્થંભમાંથી પ્રકટ થઈ પ્રલ્હાદજીનું રક્ષણ કર્યું છે. વસ્તુવિચારથી આ પ્રમાણે ભાવના કરાય છેઃ-

(૨) ભક્તિમાર્ગાનુસાર ભાવના આ પ્રમાણે છે-આ મૂર્તિમાં ભગવાન બિરાજે છે, એવા ભાવ વડે સેવા કરવી. સેવા કરતાં કરતાં જ્યારે ચિત્ત તેમાં પરોવાય ત્યારે તે મૂર્તિમાંથી પ્રભુ પ્રાદુર્ભાવ થઈ દર્શન દે છે.

( ૩ ) **यथा देहे तथा देवे** જે પ્રમાણે આ દેહને વિષે ઉપચાર કરાય છે તેવી રીતે દેવને વિષે ઉપચાર કરવા.

અહીં શંકા થાય કે-વૈદિક મંત્રના વ્યવધાનથીજ મૂર્તિમાં ભગવાન બિરાજે છે એમ સાંભળ્યું છે તો પોતાની મેળે મૂર્તિ કરીનેજ પરિચર્યા કરવાનું અહીં બતાવાય છે તેનું કેમ ? તેના સમાધાન માટે કહે છે કે-

**साकारव्यापकत्वाच्च मंत्रस्यापि विधानतः**
**श्रीकृष्णं पूजयेद्भक्त्या यथालब्धोपचारकैः ॥ २२९ ॥**

ભગવાન સાકાર અને સર્વવ્યાપક છે. ઉપાસનામાર્ગમાં મંત્રના વ્યવધાનથી ભગવાન મૂર્તિમાં આવિર્ભાવ પામે છે તો ભક્તિવડે ભાવાત્મક પ્રભુ શ્રીકૃષ્ણના આવિર્ભાવમાં શું શંકા છે? અહીં મંત્ર કરતાં ભક્તના ભાવનું ઉત્તમપણું બતાવ્યું છે. શુધ્ધ ભાવવડેજ ભક્તિમાર્ગમાં સર્વ સિધ્ધિ થાય છે એમ બતાવ્યું છે.

પ્રભુદાસ—આપે ઉપર કહ્યું કે સર્વને સરખી રીતે (ક્રિયામય) સેવા કરવાની નથી. તો ગુરૂની દેખરેખના અભાવમાં પોતાનું મન પારખી તેને અનુકુળ પ્રભુમાં પ્રવેશ થાય તેવી રીતે સેવા કરવાનું કોણ બતાવે? તેવા વખતમાં ભક્ત પોતાની ઈચ્છાનુસાર સેવા કરે તો તેના મનનો નિરોધ શી રીતે થાય? હાલ ઘણા જણને જોઈએ છીએ તેમ જીવ્હા અને ઉપસ્થમાં લુબ્ધપણું ઉલટું વધતું જાય એવો સંભવ કેમ ન મનાય? તેમજ ફકત બાહ્યાચાર (દ્રવ્ય શુધ્ધિ) માંજ મન ગુંથાઈ જવાની દહેશત કેમ ન રહે?

પ્રેમદાસ—તમારી શંકા ખરી છે. પરંતુ તમે જે સ્થિતિ જુઓ છો તેમાંની ઘણીખરી વ્યકિતઓ તો

જીજ્ઞાસારહિતજ હોય છે, તેઓ એકબીજાનું દેખાદેખી કરનાર હોય છે. વળી કોઇ જીજ્ઞાસુ હોય છે તો મનમાં સારાસાર સમજવા જેટલું બુધ્ધિબળ ન હોવાથી સ્વાર્થીઓના સંગમાં ફસાઈ પડેલા હોય છે, તેથીજ જીભ્હા અને ઉપસ્થ ઇંદ્રિયોનો સંયમ થવાને બદલે તેમાં લુબ્ધ બનેલા જોવામાં આવે છે. ખરા જીજ્ઞાસુ તો સરાણીયા જેવી રીતે શસ્ત્ર સજતી વખતે દરેક વખતે તેની ધાર જુએ છે તેવીજ રીતે દરેક વખતે પોતાની સ્થિતિનો વિચાર કર્યા કરે છે. જેથી તેને ફસાવાનો સંભવ રહેતો નથી. હેતુપરજ તેનું ખાસ ધ્યાન રહ્યા કરે છે વળી શ્રીમહાચાર્યજીએ આવા જીજ્ઞાસુઓ અન્યમાં ફસાઈ ન પડે માટે સર્વ પ્રકારે મનનું સમાધાન થઇ શંકા રહિત થઇ શુધ્ધ ભકિતમાર્ગમાં પ્રવેશ કરી શકે તેવા અનેક ગ્રંથો પ્રકટ કર્યા છે તેના અધ્યયનવડે મનને શરાણે ચડાવી જીજ્ઞાસુઓ પોતાની સ્થિતિ બુધ્ધિબળથી તપાસે છે, તેઓ પોતાની દરેક ક્રિયામાં પોતાના લૌકિક–ક્ષણિક સુખની ભાવનાને સ્થાન ન અપાય તે પર ખાસ ધ્યાન આપે છે. અને પ્રથમના અભ્યાસ બળથી કદાચ તેવી ભાવનાથી કોઇ ક્રિયા થઈ જાય તો

પોતાના મનમાં પોતાનો દોષ સ્ફુરી આવે છે જેથી તરત પોતે તેને સુધારવા પ્રયત્ન કરે છે. આ કાર્યમાં શ્રીમદાચાર્યજી રચિત દરેક ગ્રંથનું શ્રવણ, મનન તેને પૂરતી મદદ કરે છે. માટે તેમને મોહ થવાનો સંભવ રહેતો નથી.

પ્રેમદાસ—હવે હું સમજ્યો. જીજ્ઞાસુને પોતાનું શ્રેય થવાની તૃષ્ણાની ચીણગારી પ્રકટેલી હોવાથી તે પોતાની ભૂલ તરત જોઈ શકે છે, તેવી તૃષ્ણાથી રહિત હોય તે પોતાની ભૂલ જોઈ શકતો નથી.

હવે આવતી કાલે સેવા ફળરૂપ બને તે માટે કેવી કેવી સાવધાની રાખવી જોઈએ તે સંબંધી ગ્રંથો મધ્યેના કયા કયા ગ્રંથોનું અધ્યયન મને હાલ ઉપયોગી છે તે બતાવશો.

---

## દિવસ ૭ મો

---

### સેવા–નામસેવા.

પ્રેમદાસ—શ્રીમદાચાર્યજીએ સેવાફળ નામના ગ્રંથમાં સ્પષ્ટ આજ્ઞા કરી છે કે સેવાનું ફળ ભકતના અધિકાર પ્રમાણે ત્રણ પ્રકારનું છેઃ–(૧) અલૌકિક સામર્થ્ય (૨) સાયુજ્ય, અને (૩) વૈકુંઠાદિમાં સેવોપયોગી

દેહ. એ પ્રમાણે અનુક્રમે ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ ફળ છે, તે ફળ મળવામાં પ્રતિબંધ કરનાર ત્રણ બાધક છેઃ—(૧) ભોગ, (૨) પ્રતિબંધ અને (૩) ઉદ્વેગ.

(૧) ભોગ બે પ્રકારના છે. (૧) લૌકિકભોગ, અને (૨) અલૌકિકભોગ. તે બેમાં લૌકિકભોગ બાધક છે. અલૌકિકભોગ એટલે પ્રભુ સાથેજ જીવનો ભોગ એ તો ઉપર બતાવેલ ત્રણ ફળમાં પર્યવસાન પામે છે, માટે ફળ રૂપ છે.

(૨) પ્રતિબંધ બે પ્રકારનો છે. (૧) જીવકૃત પ્રતિબંધ, અને (૨) પ્રભુકૃત પ્રતિબંધ. જીવકૃત પ્રતિબંધ તોડવાનો ઉપાય છે. પ્રભુકૃત પ્રતિબંધ તોડવાનો ઉપાય નથી. પ્રભુકૃત પ્રતિબંધ હોય ત્યારે તો પોતે તે પ્રકારનો જીવ છે. પ્રભુની ઇચ્છા મારી પાસે સેવા કરાવી સેવાફળનું દાન કરવાની નથી એમ સમજી શુદ્ધાદ્વૈત સિદ્ધાંત અનુસાર પ્રભુના ક્રિડામય આ જગતમાં પ્રભુ ઇચ્છા મને પોતાને જ્યાં યોજવાની હોય ત્યાં યોજાયેલી જોવામાં પોતાનું મન સાનુકુળ રાખી રહેવું. જેથી છેવટ ફળ પોતાના અધિકાર પ્રકારનો મોક્ષ પ્રાપ્ત થશે. એવા નિશ્ચયથી નિશ્ચિંત થઇ રહેવું.

(૩) ઉદ્વેગ તો જીવકૃતજ છે.

(૧) લૌકિકભોગ (૨) જીવકૃત પ્રતિબંધ અને (૩) ઉદ્વેગ. એ ત્રણે પ્રાતબંધો નાશ થાય તેવી પ્રવૃત્તિમાં જોડાવાની જ્યારે ભક્તને ચીવટ થાય છે, ત્યારપછી તેના અંતઃકરણપર બળાત્કાર થતો નથી. જ્યાં સુધી તેવી ચીવટની ચીણગારી અંતઃકરણમાં સ્ફૂરી નથી હોતી ત્યાં સુધી ઇંદ્રિયોના ભોગમાં પ્રતિબંધ કરવાથી તેના ઉપર બળાત્કાર થાય છે. બળાત્કાર થવાથી તે તે ઇંદ્રિયો પોતાના વિષયમાંથી વાસ્તવિક રીતે માનપૂર્વક પાછી વળતી નથી ; માટે ભક્તના અંતઃકરણમાં તે ત્રણે પ્રતિબંધોનો નાશ કરવાની ચીવટ આપોઆપ પ્રગટ થાય તે શ્રીમદ્દાચાર્યજીની શિક્ષણ પદ્ધતિનો હેતુ છે.

જેઓ તદ્દન જીજ્ઞાસારહિત છે, તેમને માટે આ શિક્ષણપદ્ધતિ નથી ; પરંતુ તેવાઓ પોતાના ભાગ્યોદયે કોઇ નિરપેક્ષ મહાન ભગવદીઓના સંગથી તેમની કૃપાવડે જ્યારે પોતાની સ્થિતિનો વિચાર કરી જીજ્ઞાસુ બનશે ત્યારેજ આ શિક્ષણપદ્ધતિ તેમને ઉપયોગી થશે.

પ્રભુદાસ—આ ત્રણે પ્રકારના પ્રતિબંધો તોડવાના ઉપાય માટે શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ જે ગ્રંથો પ્રગટ કર્યા છે તે પૈકી મારા લાયક ગ્રંથોનાં નામ જણાવશો કે તે મેળવી તેનો અભ્યાસ કરવાનું બની શકે.

પ્રેમદાસ—ઉપર કહેલા ત્રણ પ્રકારના પ્રતિબંધો તોડવા માટે શ્રીમહાચાર્યજીએ જે ગ્રંથો પ્રકટ કર્યા છે તે ષોડશગ્રંથો નામે પ્રસિદ્ધ છે. તેનાં નામ:—

(૧) **श्रीयमुनाष्टक**—આ ગ્રંથમાં યમુનાજીની સ્તુતિ છે. શ્રીયમુનાજી શ્રીઠાકોરજીનાં કૃપાશક્તિ છે માટે શ્રીયમુનાજીની કૃપા થાય ત્યારેજ માર્ગમાં રૂચિ થાય છે અને ઉપર કહેલા પ્રતિબંધોનો નાશ થાય છે.

| | |
|---|---|
| (૨) बालबोध<br>(૩) सिद्धान्तमुक्तावली<br>(૪) पुष्टिप्रवाहमर्यादाभेद<br>(૫) સિધ્ધાંતરહસ્ય | આ ચાર ગ્રંથોથી પ્રભુના સ્વરૂપનું, જીવના સ્વરૂપનું અને જગતનું તથા તેમના સંબંધનું વાસ્તવિક જ્ઞાન—શુદ્ધાદ્વૈત સિદ્ધાંતનું જ્ઞાન થાય છે. આ ગ્રંથો |

જીવકૃત પ્રતિબંધ તોડવામાં ખાસ ઉપયોગી છે.

| | |
|---|---|
| (૬) नवरत्न<br>(૭) अंत:करण प्रबोध | આ બે ગ્રંથોના અભ્યાસથી ઉદ્વેગ નામે પ્રતિબંધનો નાશ થાય છે. |
| (૮) विवेकधैर्याश्रय<br>(૯) कृष्णाश्रय<br>(૧૦) चतुःश्लोकी | આ ત્રણ ગ્રંથો અનન્યતાની દ્રઢતારૂપ આશ્રય સિદ્ધ થવામાં ઉપયોગી છે. તે જીવકૃત પ્રતિબંધ તોડવામાં ખાસ ઉપયોગી છે. |

(११) भक्तिवर्धिनी
(१२) जलभेद
(१३) पंचपद्यानि

આ ત્રણે ગ્રંથો સામાન્ય રીતે ત્રણે પ્રતિબંધો તોડવામાં ઉપયોગી છે.

(१४) संन्यासनिर्णय
(१५) निरोध लक्षण

આ બે ગ્રંથ ખાસ કરી લૌકિકભોગને તોડવામાં ઉપયોગી છે.

(१६) सेवाफल આ ગ્રંથની હકીકત તમને પ્રથમ કહેલ છે.

આ ષોડશગ્રંથો પૈકી દરેક ગ્રંથ ત્રણે પ્રતિબંધને તોડવામાં સામાન્ય રીતે ઉપયોગી છે. વિશેષતાથી દરેક પ્રતિબંધને તોડવામાં ખાસ ગ્રંથો વધારે ઉપયોગી છે. આ સોળ ગ્રંથો પ્રકરણ ગ્રંથો કહેવાય છે. પ્રકરણ એટલે પ્રકર્ષ એટલે શ્રેષ્ટ. કરણ એટલે સાધનરૂપ છે. પુષ્ટિમાર્ગ કેવળ સાધનરહિત છે; પરંતુ પ્રાથમિકોને માર્ગમાં રૂચિ અને દ્રઢતા થાય તે માટે સકલ શાસ્ત્રના સારરૂપ ફક્ત આ ષોડશગ્રંથોજ સાધનરૂપ શ્રીમહાપ્રભુજીએ બનાવ્યા છે. તે સિવાય અન્યમાર્ગીય સાધનોનો કયારે પણ સ્પર્શ કરવો નહિ. જો અન્ય સાધનનો સ્પર્શ કરવામાં આવે તો મનમાં ભ્રમ થવાનો સંભવ થાય છે.

પ્રભુદાસ—મેં આજદિન સુધી સ્કુલમાં ચાલતાં પુસ્તકો સિવાય કોઇ પણ પુસ્તક વાંચેલ નથી. જેથી ધર્મ-

સંબંધી કોઇપણ જાતના ગ્રંથોનો મેં સ્પર્શ કર્યો નથી. જેથી આપના સમાગમથીજ પ્રથમ આ માર્ગમાં રૂચિ ઉત્પન્ન થઈ છે, તે દ્રઢ થાય ત્યાં સુધી આપની આજ્ઞા પ્રમાણે ધર્મસંબંધી અન્યમાર્ગીય ગ્રંથોને વાંચીશ નહિ. આપના કહેવાનો સારાંશ હું સમજ્યો છું. પોતાને ઇષ્ટ વિષયનો અભ્યાસ દૃઢ થયા વગર તેમાં અન્ય વિષયની ગંધ પણ મિશ્રીત થાય તો ઈષ્ટ વિષયમાં સંશય થયા કરે, માટે પ્રથમ ઈષ્ટ વિષય દૃઢ થયા બાદજ અન્યમાર્ગીય ગ્રંથો વંચાય તો ભ્રમ થવા સંભવ રહે નહિ.

## દિવસ ૮ મો.

### સ્વરૂપ સેવા.

પ્રભુદાસ—ગઈ કાલે નામસેવા સંબંધી બાળવર્ગમાં કયા ગ્રંથોનું અવલોકન કરવું તે આપે જણાવ્યું. આજે સ્વરૂપ સેવા સંબંધી કઈ કઇ બાબતપર ખાસ લક્ષ આપવું તે જણાવશો?

પ્રેમદાસ—(૧) સેવા પ્રેમસહિત કરવી. સેવામાં જે પ્રમાણે સુંદરતા જણાય તે પ્રમાણે વસ્ત્ર આભરણાદિક

શૃંગાર કરવા, અને સેવા રાખવાનું મંદિર પણ તેવું સુશોભિત બનાવવું.

(૨) ઘરના માણસો ભાર્યાદિ, સેવામાં અનુકુળ હોય તો સાથે મળી સેવા કરવી. તેઓ ઉદાસીન હોય તો ફક્ત પોતે જાતે કરવી ને કલેશ કરે તો તેમનાથી જુદા રહેવું.

(૩) તમામ સેવા—વસ્ત્રાદિ ધોવા સુધીની જાતેજ કરવી.

પ્રભુદાસ—સેવા કરવાથીજ ખરો ત્યાગ સિદ્ધ થાય છે એ બાબત ઉપલક દૃષ્ટિથી તો સમજાય તેમ નથી, પણ આપના સમાગમથી હું એટલું તો સમજી શકયો છું કે મન ઉપર બળાત્કાર થયા વગર પ્રભુ તરફ મન વાળવાની શ્રીમહાપ્રભુજીએ ઘણી કાળજી રાખી છે જેથી સેવામાં કોઈ હિતકારી પદાર્થ છોડવાનો ન હોવાથી મમતાવાળી તમામ ઉત્તમ ચીજો સેવામાં કામે લેવાથી મન ઉપર બળાત્કાર થયા વગર પ્રભુ-સેવા સુખરૂપ થાય છે. હવે જો તે સેવા સેવા-રૂપેજ થાય એટલે જેમ કોઇ બાબતનો અભ્યાસ કરીએ તે અભ્યાસ માટેજ જો થાય તો તે બાબતમાં પુરૂં લક્ષ રાખી બારીકાઇથી વિચારવા પ્રયત્ન કરાય; પરંતુ જો તે જ બાબત ફક્ત પરીક્ષાની તૈયારી પૂરતોજ અભ્યાસ કરવામાં આવે તો તે અભ્યાસ ઉપલકજ થાય છે, અને પરીક્ષા આપ્યા

બાદ તે જ પળથી વિસારે પડતો જાય છે. તે જ રીતે જો જગતના પદાર્થમાંથી મન કમી થાય અને પ્રભુમાં લાગે તે હેતુથી ખરા મનથી સેવા થાય તો તે સેવા સેવારૂપ બની સંસારની નિવૃત્તિ રૂપ ત્યાગ સિદ્ધ થાય છે. બાકી દુનીઆના બીજા ઠાઠ જેવો એક આ પણ મનને ખુશ કરવાનો અને બીજાનું મન પોતાની તરફ આકર્ષવાનો ઠાઠ છે એમ ગણી સેવા કરાય તો તો ત્યાગ થતો નથી એમ આસપાસના સંજોગો જોતાં મને સમજાય છે.

પ્રેમદાસ—તમારૂં ધારવું બરાબર છે. જાતે સેવા કર્યા વગર ત્યાગવૃત્તિ થાય નહિ, માટેજ તમામ સેવા જાતેજ કરવા આજ્ઞા છે. અને સેવામાં આસક્તિ થાય માટે જ આંખ અને અંતઃકરણને ગમે તેવી સુંદરતા કરવા આજ્ઞા છે.

પ્રભુદાસ—સેવામાં ઉપયોગી સામગ્રી, વસ્ત્રાદિકની પ્રાપ્તિ માટે તથા પોષ્ય વર્ગના પોષણ માટે ઉદ્યમ તો કરવો જોઇએ. તો તેવો ઉદ્યમ કરવામાં કઇ કઇ બાબતપર લક્ષ રાખવું કે જેથી તે ઉદ્યમ સેવામાં બાધક ન થતાં સાધક થાય તે જણાવશો.

પ્રેમદાસ—પ્રથમ સવારનો પ્રહર સેવામાં ગાળવો. પછીના બે પ્રહર દ્રવ્યોપાર્જન થાય તેવા ઉદ્યમમાં ગાળવા.

તે ઉદ્યમ પસંદ કરવામાં એટલો વિચાર અવશ્ય કરવો કે તે ધંધામાં જીવહિંસા–પાપ થતું ન હોય અને બીજું, ધંધો કરવામાં ખાસ એ ધ્યાનમાં રાખવાનું છે કે તે ધંધો કરતાં કોઈ પ્રકારે તેમાં ચોરી ન કરવી જોઇએ. આ બેથી સાવધ રહી બે પ્રહરમાં પ્રભુઇચ્છાથી જે પ્રાપ્તિ થાય તે વડે સેવોપયોગી સામગ્રી વગેરે લાવવી. છેલ્લા પ્રહરમાં ઘરે આવી શુદ્ધ થઈ આવતા દિવસ માટે સામગ્રી વગેરે શુદ્ધ કરવી અને બે પ્રહરમાં દુઃસંગને લીધે મનપર સંસારાવેશ થઇ ગયો હોય તેની નિવૃત્તિ માટે ધર્મવિષયક ગ્રંથાવલોકન કરવું.

પ્રભુદાસ—આ આજ્ઞા પણ ત્યાગને પૂર્ણ રીતે ઉત્તેજન આપનાર છે. કેટલાક ધંધા પાપવાળાજ હોય છે. તેમાં જીવહિંસા થવાનો સંભવ ખરોજ ; માટે તેવો ધંધો પસંદ ન કરવો, તેમજ કોઈ પણ ધંધામાં ઝીણી ઝીણી તોલ, માપ વગેરેની ધંધા ચોરી બીલકુલ કરવી નહિ. આથી મનમાં બગાડ થવાનો સંભવ ઓછો રહે છે. ઘણા વેપારીઓ બે પ્રહરજ ધંધો કરે છે, નોકરી પણ ઝાઝે ભાગે બે પ્રહરજ કરવાની હોય છે. કારીગરોને પણ ઝાઝે ભાગે બે

પ્રહરજ અન્યસ્થળે રોજે જાય ત્યાં કામ કરવાનું હોય છે; છતાં કેટલાક વેપારી વગેરે આખો દિવસ તેમાં પ્રવૃત્ત રહે છે છતાં તેમને કાંઈ વિશેષ તો પ્રાપ્ત થતું નથી. માટે તે બાબતમાં ટેક ઉપયોગી છે. જેને વિશ્વાસ અને સંતોષ છે તેને થોડા વખતમાં પણ ખપજોગ પ્રાપ્તિ થાયજ છે. ચોખ્ખી આવકથી મન ઉપર ખરાબ અસર થતી નથી એટલુંજ નહિ પરંતુ મન ઘણું પ્રસન્ન રહે છે.

પ્રેમદાસ—તમે આ બાબત ઠીક સમજ્યા છો. હવે એવી ઉત્તમ રીતે ધંધો કરવાથી જે કાંઇ પ્રાપ્ત થયું હોય તે વડે પ્રભુસેવામાં ઉપયોગી ચીજો પણ તેવીજ ઉત્તમ લાવવી જોઈએ. લોક સમુદાયમાં જે વસ્તુ ઉત્તમ ગણાતી હોય, પોતાના મનને જે પ્રિય હોય અને પોતાના દેહને હિતકર હોય તેવી ચીજો પ્રભુસેવામાં વિનિયોગમાં લેવી. લોકમાં નિંદવાલાયક હોય, પોતાના મનને અપ્રિય હોય અને દેહને અહિતકારી હોય તેવી વસ્તુઓ સેવામાં ઉપયોગમાં લેવી નહિ.

પ્રભુદાસ—આ આજ્ઞા પણ મન ઉપર બળાત્કાર થયા વગર અમલમાં મૂકાય તેવી છે. અહીં મારા મનની શંકા પણ મટી ગઈ છે. કેટલાક વૈષ્ણવો એમ

માને છે કે સેવામાં મિષ્ટાન્ન વગેરેની ખાસ આવશ્યકતા છે તેમજ મખમલ, જરી વગેરે ઉત્તમ ગણાતા વસ્ત્રોની પણ આવશ્યકતા છે; માટે તે મેળવવા માટે વધારે વખત ધંધો કરવો યા સાચા જુઠા કરીને પણ તે મેળવવી–આ તેમની ભૂલ છે. માર્ગ પ્રકટકર્તાની તેવી આજ્ઞા નથી, એમ સમજાયું છે. પોતાને પ્રભુઇચ્છાથી જે પ્રાપ્ત થયેલ હોય તેટલાથી સંતોષ માની જે ઉત્તમ સામગ્રી લાવી શકાય તે લાવવી. વળી તેમાં પણ દેહને અહિતકારી હોય તેવી સામગ્રી લોકમાં ઉત્તમ ગણાતી હોય છતાં લાવવાનો આગ્રહ રાખવો નહિ, તેમજ કરજ કરીને કોઈ પણ ચીજ લાવવી નહિ એમ પણ સારાંશ આમાંથી નિકળે છે.

પ્રેમદાસ—હવે તમે કાંઈક રહસ્ય પણ સમજતા થયા છો. આ બાબતમાં એક બાબત ખાસ કહેવાની જરૂર છે. અમુક ચીજ પ્રાપ્ત કરી સેવામાં ઉપયોગમાં લેવા મનમાં ઘણી આરત થતી હોય તે ચીજ પ્રાપ્ત કરવા જેટલી પોતાની શક્તિ ન હોય અથવા બજારમાં ન મળી શકતી હોય જેથી તે ખરીદવામાં વિલંબ થાય તે વિલંબથી મન તે ચીજની પ્રાપ્તિ માટે આરત ભરેલું રહેતું હોય, તે ચીજ

મેળવવા લાયક પોતાની શક્તિ થવાથી તેને બજારમાંથી ખરીદી અથવા પરદેશથી પ્રયત્નપૂર્વક મંગાવી તે પ્રભુ ઉપયોગમાં લેવાથી મનને ઘણો આનંદ થાય છે. માટે તેવી રીતે વિચારેલ ચીજની પ્રાપ્તિ માટે મનને ઉદ્વેગ થયા વગર સહેજ વધારે પ્રયત્ન કરવો પડે તો તે અહિતકર થતો નથી. પણ તેથી મનનો પ્રભુમાં નિરોધ વધતો જાય છે.

પ્રભુદાસ—આપનો કહેવાનો આશય એ છે કે ઉપરની સામાન્ય આજ્ઞા ઉપરાંત પ્રભુસેવામાં ઉપયોગમાં લેવા કોઇ ચીજ માટે મન ખાસ રીતે લલચાતું હોય તો પ્રામાણિક રીતે લગાર વધારે વખત ધંધો કરીને તે મેળવવા પ્રયત્ન કરવામાં દોષ નથી પણ હિત છે. મન પ્રભુવિષયમાં લાગે તે પ્રયત્ન ખાસ ઉપયોગી છે. આમાં પોતાના દેહને અથવા દેહસંબંધી પોષ્ય વર્ગને પોષવા માટેની બાબત નથી, ફક્ત પ્રભુવિષયકજ છે, માટે તે અહિતકારી નથી; હિતકારીજ છે એમ આપના કહેવાનો આશય હું સમજી શક્યો છું.

પ્રેમદાસ—હા એજ અભિપ્રાય છે.



## દિવસ ૯ મો.

### લોકાર્થીની પુષ્ટિમાર્ગમાં સ્થિતિ.

પ્રભુદાસ—આપે પાઠ ૭ માં મને નામસેવા માટે અને પાઠ ૮ માં સ્વરૂપસેવા માટે ઉપદેશ્યો તે કાંઈક નિશંક રીતે હું સમજ્યો છું એમ સમજાય છે; પરંતુ બાળવર્ગમાં પણ જેઓ જીજ્ઞાસારહિત છે તેવો આ પુષ્ટિસંપ્રદાયમાં ઘણો જનસમાજ છે, તેમના કલ્યાણ માટે શ્રીમહાપ્રભુજીએ શું ઉપેક્ષાજ કરી છે? અને જો ઉપેક્ષાજ કરી હોય તો તેઓથી વૈષ્ણવ તરીકેની કરાતી સર્વ કૃતિ શું નિષ્ફળજ છે?

પ્રેમદાસ—તદ્દન ઉપેક્ષા કરી છે, એમ તો કહેવાય નહિ, દૈવી જીવોના કલ્યાણ માટે આપશ્રીનું પ્રાકટ્ય છે, જેથી તેવા પૈકી જેમને શ્રીમહાચાર્યજી પ્રત્યે અને તેમણે પ્રકટ કરેલ માર્ગપર ભાવ છે તેઓ સમય જતાં વહેલામોડા પણ જીજ્ઞાસાવાળા થશેજ. મારા કહેવાનો અભિપ્રાય એવો છે કે જ્યાં સુધી કેવળ લૌકિક સ્વાર્થમાંજ તેમની દૃષ્ટિ છે ત્યાં સુધી તેઓની કૃતિમાં પુષ્ટિસંપ્રદાયને અનુકુળ એક પણ ક્રિયા છે એમ તો કહી શકાય નહિ. તેવાઓ માટે

ષોડશગ્રંથ પૈકીના સિદ્ધાંત મુક્તાવલી ગ્રંથના ૧૯ મા શ્લોકમાં આપશ્રી આજ્ઞા કરે છે કે–

**लोकार्थी चेद्भजेत्कृष्णं क्लिष्टो भवति सर्वथा ।।**
**क्लिष्टोऽपि चेद्भजेत्कृष्णं लोको नश्यति सर्वथा ।।**

અર્થ—લોકાર્થી શ્રીકૃષ્ણને ભજે છતાં તેને સર્વ પ્રકારે લૌકિક કલેશજ થાય છે; પરંતુ તેવો કલેશ થતાં છતાં મન દૃઢ રાખી શ્રીકૃષ્ણનું ભજન ચાલુજ રાખે તો તેનો લોક ( સંસાર ) સર્વથા નાશ પામે છે.

પ્રભુદાસ—"લોકાર્થી" એ શબ્દને સ્પષ્ટતાથી સમજાવશો.

પ્રેમદાસ—આ દેહ અને ઇંદ્રિઓને પોષવા માટેજ આ જીંદગી છે. આ દેહનું અને દેહસંબંધી કુટુંબની વૃદ્ધિ કરવી તેમજ જનસમાજમાં પોતાને અને પોતાના કુટુંબની સત્તા જામે તેવાજ પ્રયત્નમાં આ મનુષ્યદેહનું સાર્થક છે, અને તે જ માટે ધનાદિનો સંગ્રહ કરવામાં પ્રવૃત્ત રહેવું, આવા વિચારના માણસો "લોકાર્થી" કહેવાય.

પ્રભુદાસ—આવા વિચારના લોકાર્થીઓની શ્રીકૃષ્ણનું ભજન કરવામાં પ્રવૃત્તિ શા હેતુથી થતી હશે?

પ્રેમદાસ—તેમની સર્વ ક્રિયા ઉપર પ્રમાણે પોતાના દેહ તથા કુટુંબના લૌકિક સુખ માટેજ હોય છે. તેઓ

એમ માને છે કે દુનિયામાં જેમ શેઠ વગેરે ધનાઢયો અને રાજા વગેરે સત્તાધીશોની ખુશામત કરવાથી તેઓ ખુશ થઈ તેવા તાબેદારોને નવાજે છે, તેમ આ જગતના રાજા તથા તેના અમલદાર દેવ વગેરે પણ તેવી રીતે કરવાથી ખુશ થાય છે અને આપણને ઈષ્ટ ફળ આપે છે. તેમનું ઇષ્ટ ફળ તો ઉપર કહ્યું તેવાં લૌકિકસુખ મેળવવાનું જ છે તેથી તે મેળવવાની લાલસા પુરતી જ તેમની, શ્રીકૃષ્ણના ભજનમાં પ્રવૃત્તિ હોય છે.

પ્રભુદાસ—લોકાર્થી પણ ભજન કરતો હોય તો તેને તેનું ઈષ્ટ ફળ મળવું જોઇએ. જો તેમને પોતાનું વાઞ્છિત લૌકિક સુખ ભજનથી મળે તો પછી લૌકિક કલેશ કેમ થાય તે સ્પષ્ટતાથી સમજાવશો?

પરમદાસ—જેઓ લોકાર્થીજ છે તેઓ તે અર્થે વાસ્તવિક રીતે શ્રીકૃષ્ણનું ભજન કરતા નથી. બ્રહ્મકોટિના દેવોની પરંપરા પૈકી આ બ્રહ્માંડના નિયામક વિષ્ણુ અવતાર શ્રીકૃષ્ણનું પણ તેઓ અનન્યતાથી ભજન કરતા નથી. પરંતુ અનેક દેવ દેવીમાં તેમની મતિ હોય છે. તેઓ ઘણા ભીરૂ હોય છે જેથી આસુરીક્રિયામાં પણ પ્રવૃત્ત થઇ જાય છે. રખે ફલાણા દેવ

કે દૈત્ય મારા પર અપ્રસન્ન થઇ મને દુઃખી કરશે એવી બીકથી તે તે દેવ કે આસુરી સંપત્તિનું ભજન કરે છે જેથી **बहुषु परमादरं न भवति** એ સિદ્ધાંત અનુસાર એક દેવમાં તેમની નિષ્ઠા હોતી નથી, જેથી વાસ્તવિક રીતે એકેનું ભજન તેઓથી થતુંજ નથી. જેથી તેમનું લૌકિક સુખ દુઃખ કેવળ કુદરતના નિયમને આધીનજ હોય છે. જેથી આધિ. વ્યાધિ અને ઉપાધિ રૂપ ત્રણે પ્રકારના દુઃખની અસર તેના અંતઃકરણને પીડાકારક થાય છે.

પ્રભુદાસ—જેઓ પોતાના લૌકિક સુખની પ્રાપ્તિ માટે અન્ય દેવાદિનો આશ્રય ન કરતાં ફક્ત શ્રીકૃષ્ણનો આશ્રય કરે તો તેને લૌકિક સુખની પ્રાપ્તિ તેની ધારણા પ્રમાણે મળવી જોઇએ, છતાં ઉપરના શ્લોકમાં તો જણાવ્યું છે કે તેવું ભજન ચાલુ રાખે તો તેનો લોક નાશ પામે છે તો તેમ કહેવાનો શો હેતુ છે તે સમજાવશો.

પ્રેમદાસ—જેઓ લોકાર્થી છતાં ફક્ત શ્રીકૃષ્ણનું ભજન કરતા હોય તેમના ભજનનું પર્યવસાન આ જગતના કર્તા પૂર્ણ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણમાં થતું નથી; પરંતુ આ બ્રહ્માંડના નિયંતા જે વિષ્ણુ બ્રહ્મકોટિ મધ્યે છે તેમના ભજનમાં પર્યવસાન થાય છે. તમે ષોડશ

ગ્રંથ પૈકી બાળબોધ નામે ગ્રંથથીજ જાણશો કે તે વિષ્ણુનો સ્વભાવ પોતાના ભકતને ક્ષણિક સુખવાળો લૌકિક ભોગ આપી તેમાં ગુંચવી દેવાનો નથી; પણ વાસ્તવિક સુખરૂપ મોક્ષ આપવાનો છે. જીવને પોતાના ખરા સ્વાર્થનું અજ્ઞાન હોવાથી બાળકની પેઠે ખોટી ઇચ્છા કરે, પરંતુ તેના ખરા હિતેચ્છુ તરીકે તેને નુકસાનકારક ચીજ આપી તેનું અહિત તે કરતા નથી. માટે તેની તે અહિતકારક માગણી પ્રમાણે તેને ન આપતાં તેનું વાસ્તવિક સુખ જેમાં હોય તેવી વસ્તુ જે મોક્ષ તે આપે છે. માટે જો વચમાં અવિશ્વાસ રાખી ભજન ન છોડી દે તો લૌકિક ભોગમાંથી તેની મતિનો કોઇ પ્રકારે ત્યાગ કરાવી જીજ્ઞાસુ બનાવી તેને આ જગતના કર્તા શ્રી પુરૂષોત્તમના ભજનમાં તે વિષ્ણુ પોતેજ અનુગ્રહ કરી યોજે છે.

પ્રભુદાસ—આપના કહેવાનો અભિપ્રાય એ છે કે જેની રૂચિ જેમાં હોય તેનું જ ભજન તે તે વ્યક્તિ કરે છે. લૌકિક ભોગની અભિલાષાવાળા લૌકિક ભોગનું જ ભજન કરે છે, અને પોતાના મનથી કે તેના જેવાજ માણસોની માન્યતા પ્રમાણેના તેવા ભોગદાતા મનાતા દેવદેવીઓનું ભજન તેઓ કરે છે અને તે ભોગમાં

નડતર કરતા જે મનાતા હોય તેવી આસુરી વ્યક્તિઓ તેમને વિઘ્ન ન કરે માટે તેમને તેઓ નમતા રહે છે.

આવી ભાવનાવાળા માણસો પુષ્ટિમાર્ગીય તિલક કરતા હોય, પુષ્ટિમાર્ગીય દીક્ષા લઇ ગુરૂ પાસેથી સેવા પધરાવી સેવા કરતા હોય કે પુષ્ટિમાર્ગીય મંદિરોમાં દર્શનના નિયમવાળા હોય છતાં તેમની ભાવના ફકત લૌકિક સુખ માટેનીજ હોય છે; માટે તેમની તેવી સર્વક્રિયા લૌકિકમાંજ ગણાય છે.

પ્રેમદાસ—બરાબર. તેઓ પૈકી જે દૈવીજીવ છે તેઓ તો વહેલા મોડા લૌકિક કલેશથી કંટાળી મોક્ષના માર્ગે ચડવાના જીજ્ઞાસુ થઇ ખરા ભક્તિમાર્ગે ચડવાના પ્રયત્નવાળા થાય છે; પરંતુ જેઓ તે પૈકી આસુરી જીવો છે તેઓ કદિ ખરા ભક્તિમાર્ગમાં પ્રવેશ કરી શકતા નથી. આવા માણસોને શ્રીમહાપ્રભુજી **ચર્ષણી** કહે છે. ષોડશગ્રંથો પૈકીના પુષ્ટિપ્રવાહ મર્યાદા ભેદ નામે ગ્રંથમાં શ્લોક ૨૨ માં આપ આજ્ઞા કરે છે કે—

**चर्षणी शब्द वाच्यास्ते ते सर्वे सर्ववर्त्मसु**
**क्षणात्सर्वत्रमायांति रुचिस्तेषां न कुत्रचित्**

અર્થ—પ્રવાહમાં રહેલા કેટલાક જીવો ક્ષણક્ષણમાં સર્વમાર્ગમાં આવી જાય છે પણ કોઇ જગોએ તેને રૂચિ

થતી નથી. આ જીવો ચર્ષણી વ્યભિચારી, ભટકનારા કહે-વાય છે. તેઓ કર્મને આધીન છે, તેમને સર્વ ઠેકાણે કર્મા-નુસારજ સર્વફળ મળે છે.

પ્રભુદાસ—આથી તો જણાય છે કે પુષ્ટિમાર્ગીય દીક્ષા લીધી હોય તેવા બધા જીવો દૈવીજ હોય તેવો કાંઈ નિયમ નથી. તેમાંના કેટલાક પ્રવાહી છતાં પણ દેખાદેખીથી કે પરંપરાથી આ દૈવી માર્ગમાં આવી ગયા હોય છે, છતાં તેઓ પ્રવાહી જીવ હોવાથી ભકિતમાર્ગમાં તેમજ જ્ઞાન અને કર્મ માર્ગમાં પણ તેમને રૂચિજ થતી નથી.

## દિવસ ૧૦ મો.

### વિશ્વાસની આવશ્યકતા.

પ્રેમદાસ—આપણે પાછલા પાઠોમાં લોગાદિ પ્રતિબંધો તો-ડવાના સાધનોની વાતચીત કરી, પરંતુ તે સાધનો કરતાં છતાં પણ ફળ બાબત જો હૃદયમાં લગાર પણ અવિશ્વાસ આવે તો તે મહા બાધક છે, માટે આ ભક્તિમાર્ગમાં વિશ્વાસ મુખ્ય જોઈએ.

પ્રભુદાસ—હું હજુ વિદ્યાર્થી અવસ્થામાં છું જેથી આ દુનિયાના ખેલનો મને ઝાઝો અનુભવ નથી ; છતાં એટલું તો અનુભવમાં આવ્યું છે કે વ્યવહારમાં તો વિશ્વાસ કોઇ વખત ફાયદો કરતો હશે તેમ ઘણી વખત નુકસાન પણ કરે છે, પરંતુ આ તો પ્રભુ પ્રત્યેની અને શ્રીસદાચાર્યજી પ્રત્યેની બાબત છે તેમાં તો વિશ્વાસ રાખવોજ જોઇએ કે આપણે ધર્મનું આટલું સાધન કરીશું તો તેનું ફળ પણ પ્રમાણમાં મળશેજ. કારણ પ્રભુ ન્યાયી અને કૃપાવંત છે.

પ્રેમદાસ—ઠીક. તમારા અનુભવ પ્રમાણે જ તમારા વિચારો હોય. પ્રભુના ગુણોને તેના યથાર્થ રૂપમાં સમજવાને મોટા મોટા મુની આ પણ ફાંફાં મારે છે તો આપણે યથાર્થ શી રીતે જાણી શકીએ ?

તમને એક લૌકિક દષ્ટાંત આપું. તે દષ્ટાંતથી વિશ્વાસનું બળ કેટલું છે તે અને તેમાં ન્યાય કરતાં કૃપા વિશેષ બળવાન છે તે તથા તે સિવાય બીજું પણ ઘણું નવું જાણવાનું મળશે.

મગનલાલ કરીને એક છોકરો હતો. તેનાં માબાપ તેને નાની ઉમરનો મૂકી ગુજરી ગયાં હતાં, તેથી તેના બીજા સગાએ તેને પોતાને ત્યાં રાખ્યો. ત્યાં રહી તે

ગુજરાતી નિશાળમાં અભ્યાસ કરતો. તેની બારેક વરસની ઉમર થઈ ત્યાં સુધીમાં ગુજરાતી ૪ થા ધોરણ સુધીનો અભ્યાસ તેણે કર્યો હતો. તે ચંચળ અને બુદ્ધિમાન હતો તેથી જે કોઇ કાંઈ કામ બતાવે તે કામ ઘણી હોંશથી કરતો, અને કોઈ કાંઇ મદદ કરે તેનો ઉપકાર ખરા દીલથી માનતો. આ ઉમરમાં એક વખતે બજારમાં કાંઇ કામે જતો હશે ત્યાં પગમાં ઠેસ વાગવાથી પડી ગયો. તે વખતે નજીકમાંથી એક શેઠ જતા હશે તેમને દયા આવવાથી તે છોકરાનો હાથ ઝાલી તેને ઉભો કર્યો. છોકરાએ સમય સૂચકતા વાપરી તેજ વખતે શેઠને કહ્યું કે આપે મારો હાથ ઝાલ્યો છે તો હવે તે આપે છોડવો યોગ્ય નથી, હું તો હવે આપનોજ છું, એમ કહી તેમની પછવાડે ચાલતો થયો. શેઠના હૃદયમાં આવ્યું કે છોકરો ચાલાક છે; વળી તેના બોલવામાં ગંભીરતા છે તો મારે પણ હવે તેના પર નજર રાખ્યા વિના છૂટકો નથી. એમ વિચારી તેને પોતાની દુકાને રાખ્યો અને ઘરનું પરચુરણ કામ પણ બતાવવા માંડયું. અને તેને ખાવાપીવાનું પણ પોતાને ઘેર રાખ્યું. શેઠાણીને પણ ઘરગતુ કામમાં તે ઘણો અનકુળ થઇ જવાથી ઘણો ભાવતો થઇ ગયો. તેણે કોઈપણ દિવસ પોતાને શું પગાર આપશો તેની વાત અરધી પણ ન કાઢી. શેઠ, મુનીમ કે બીજા જે જે કામ સોંપે તે પૂરા હોંશથી

કરે, શેઠ પણ તેના પગાર સંબંધી કોઈપણ દિવસ ઉચ્ચારે નહિ. એ પ્રમાણે ચાલતાં બે ચાર વરસમાં તે છોકરો દુકાનનાં તમામ કામકાજથી વાકેફ થયો. બીજા દુકાનદારો તેને સારો પગાર તથા ખાવું પીવું આપી પોતાને ત્યાં રાખવા લલચાવે; પણ તે મગનલાલ કોઇની વાત સાંભળવા ખુશી નહોતો. એક દિવસે શેઠ અને શેઠાણીના મનમાં એમ આવ્યું કે આ છોકરો સદ્ગુણી છે, વળી આપણી જ્ઞાતિનો છે તો આપણે આપણી એકની એક છોકરી આ છોકરાને આપીએ તો ઠીક. બીજા સમોવડીયાને ત્યાં આપવા કરતાં આ છોકરાને આપવાથી છોકરી અને છોકરાનો સ્વભાવ એકબીજાને અનુકુળ હોવાથી બંને વધારે સુખી થવા સંભવ છે. એવો વિચાર કરી છોકરો આપણા પ્રત્યે કેવો વિશ્વાસુ છે, તેને કશી અપેક્ષા છે કે નહિ તેની ખાતરી કરવા શેઠ અને શેઠાણી બેઠાં હતાં ત્યાં એ મગનલાલને બોલાવી શેઠે કહ્યુ કે મગનલાલ, હવે તું ૧૬-૧૭ વરસનો થયો છું માટે પૈસાનો સંગ્રહ કરવાની તને ઇચ્છા થવી જોઇએ. તો કહે તું શું પગાર લઈશ? તું રાજી થા તેટલો પગાર તને માંડી આપું છોકરે કહ્યું:- મારે પગાર બગારનું કાંઇ કામ નથી. આપે મારો હાથ ઝાલ્યો છે તો આપ મારા ભલા માટે જે કાળજી રાખો છો તેમાંજ મારૂં બધું હિત છે. મારે માટે મારે કાંઈ ફીકર કરવા જેવું નથી.

આપ મને કુવામાં નાંખો તો પણ પડવા તૈયાર છું. આપ જે જે વખતે જે જે કરશો તેમાં જ મારૂં બધું હિત છે એમ હું અંતઃકરણપૂર્વક માનું છું. મારૂં હિત શેમાં રહેલું છે તે સમજવા હું લાયક નથી. મારે તો આપની ઇચ્છાને આધીન થવું અને આપ જે કામ બતાવો તે ખુશીથી કરવું. વળી આપની આજ્ઞા થયા અગાઉ મારા મનની ઉક-લતથી પણ સમય વિચારી સુઝી આવે તે કામ કરવું એજ મારૂં કર્ત્તવ્ય છે, એમ હું માનું છું. બાકી મને કાંઇ અપેક્ષા નથી. શેઠ અને શેઠાણી તેનાં વચન સાંભળી ઘણાં ખુશી થયાં અને તેજ વખતે પોતાની દુકાનેથી મુનીમ વગેરેને તથા પોતાની જ્ઞાતિના પાંચ દશ શેઠીઆઓને બોલાવી પોતાની દીકરીનું વેવિશાળ મગનલાલ સાથે કરવા સંબં-ધીના નિશ્ચયની વાત જાહેરમાં કરી અને મંગળસૂચક ગોળ ખાવામાં આવ્યો. ત્યારબાદ થોડા વખતમાં સારા મુહૂર્તમાં ધામધૂમ સહિત લગ્ન કરવામાં આવ્યાં. અને શેઠે પોતાની તમામ મીલકતનો વારસદાર સ્થાપ્યો. આટલું પ્રાપ્ત થતાં છતાં મગનલાલને કશો ગર્વ ન આવ્યો. શેઠ અને શેઠાણીની આમન્યા તેઓ જીવતાં સુધી તેણે જેવીને તેવી રાખી એટલું જ નહિ પણ દુકાનની માલીકી શેઠે મગનલાલને સોંપી, છતાં પણ વૃદ્ધ મુનીમની આમન્યા તે જેવીને તેવી રાખતો, જાણે મુનીમનો પોતે તાબાનો નોકર હોય તેમ તેમના પ્રત્યે નરમાશથી વર્તતો.

પ્રભુદાસ—જ્યારે લોકમાં આવા સદ્ગુણી અને કૃતજ્ઞ શેઠના પર વિશ્વાસ રાખવાથી તેને સર્વ પ્રકારે અનુકુળતા થઇ તો આ જગતના કર્તા અને નિયંતાપર વિશ્વાસ રાખે અને તે જે કરે તેમાંજ પોતાનું હિત છે એમ જો મનમાં લાવે તો તેનું સર્વ પ્રકારે હિત જ થાય તેમાં શું સંદેહ છે? હવે મારા સમજવામાં આવ્યું કે વિશ્વાસનું બળ અત્યંત છે. દુનિયામાં બધા મહેનત કરે છે પણ બધાને લાભ હાની સરખાં થતાં નથી. માણસ તો ફકત યોગ્ય ઉદ્યમ કરવા પર લક્ષ રાખી શકે, પણ તેનું ફળ કેટલું અને કેવું મળશે તે તો તેના હાથમાં નથી. પ્રભુ ઇચ્છાજ મુખ્ય છે.

પ્રેમદાસ—વળી પણ સમજવાનું છે કે પોતાની ઇચ્છા અનુકુળ ઉદ્યમનું ફળ ન મળ્યું તેમાં ઇશ્વરેચ્છા તો માને; પણ મનમાં થાય કે આટલો ઉદ્યમ કર્યો છતાં કાંઇ ફળ ન મળ્યું કે જુજજ મળ્યું, એમ પણ જો મનમાં આવે તો પ્રભુ પ્રત્યે ઉત્તમ ભાવના ન રહે. જેઓને ઉત્તમ ભાવના થઇ હોય તેવાઓને તો એમજ મનમાં આવે કે મારૂં હિત હું શું સમજું? પ્રભુ તો મારૂં હિત વિચારીને જ કરે છે માટે જે વખતે જે બને તે મારા ભલા માટેજ છે. કહેવત છે કે "ભેંસનો પગ ભાંગ્યો તે સારા સારૂ" એમ તે વિચારે છે.

પ્રભુદાસ—એ કહેવતનું રહસ્ય હું સમજ્યો નહિ.
પ્રેમદાસ—આવતી કાલે તે કહેવતના ઇતિહાસની વાતચિત કરીશું.

## દિવસ ૧૧ મો.

પ્રભુ જે કરે છે તે ભલુંજ કરે છે.

એક ગામની અંદર ચંદ્રસિંહ નામે ૩૦—૪૦ ગામનો રાજા રહેતો હતો. તે ગામની અંદર એક ભગવદીય રહેતા હતા તે તદ્દન નિરપેક્ષ હતા. જ્ઞાતે બ્રાહ્મણ છતાં અયાચકવૃત્તિથી રહેતા. પોતાને બધી રીતે અબાધક થાય તેવી સહજવૃત્તિથી પોતાનું અને કુટુંબનું ગુજરાન ચલાવતા હતા.

આ ગામમાં કણબીની વસ્તી ઘણી હતી. તે બધા ખેતીનું કામ કરતા હતા. એક વખતે એક કણબીની ભેંસને વગડામાં કોઈએ પગે ઘા મારવાથી તે ભેંસનો પગ ભાંગ્યો. ગામમાં જ્યારે ભેંસનું ખાંડું આવ્યું ત્યારે તે ભેંસ સૌની પછવાડે ધીમે ધીમે ચાલી આવે. તે ભેંસનો પગ ભાંગેલો અને લોહીવાળો જોઈ બધા તે કણબીને ત્યાં ખરખરે આવે. કણબી અને તેના ઘરના બીજા માણસો ભેંસનો

ભાંગલો પગ જોઈ ઘણો કલ્પાંત કરતા; તેવામાં પેલા ભગવદીય તે બાજુથી નીકળ્યા. તેમણે કહ્યું કે નાહક કલેશ શું કામ કરો છો? "ભેંસનો પગ ભાંગ્યો તે સારા સારૂ" એમ સમજો. આ સાંભળી બધા કલેશ કરતા બંધ પડી ગયા. આ ભગવદીયના એકજ વચનથી બધા પર અસર થઈ તેનું શું કારણ હોવું જોઇએ તે વિચારીએ.

આ ભગવદીયનું બહારનું અને અંતરનું વર્તન ઘણું શુદ્ધ હતું. પોતામાં કહેવા પૂરતો ધર્મ નહોતો, પરંતુ જેવું કહેતા તેવું પોતે પણ વર્ત્તતા. એક વખતે પોતાનો એકનો એક દીકરો સહજ માંદો પડી ગુજરી ગયો, ત્યારે કશો પણ શોક કર્યા વગર અને બીજાને શોક કરવા દીધા વગર અગ્નિસંસ્કાર કરી આવ્યા. તે પછી પણ કોઇને કશો કલેશ કરવા દીધો નહિ. જેઓ ખરખરે આવે તેને કહે કે "પ્રભુ જે કરે તે ભલી કરે છે, એમાં ઉલટો કલેશ કરવો એ તો મહા દોષ છે."

ગામનો રાજા પણ આ ભગવદીયનું ઘણું માન રાખતો. પોતે તથા જનાનામાં ધર્મબોધ સાંભળવા માટે તેમને ઘણી વખત તેડાવવામાં આવતા. તે વખતે પોતે જતા ખરા, પરંતુ કોઈપણ વખતે કશું દ્રવ્ય કે વસ્ત્રાદિક કાંઈ પણ ગ્રહણ કરતા નહિ. આથી રાજાપર તેની ઉંડી અસર થઇ હતી.

એક વખતે પરગામના હરામખોર લોકો આવી, ગામની બધી ભેંસો વગડામાં ચરતી હતી, ત્યાંથી ગોવાળીઆને મારીને હાંકી ગયા. પગ ભાંગલી પેલી ભેંસ રસ્તામાં ઉતાવળી ચાલી શકે નહિ તેથી તે ભેંસને તે હરામખોરોએ પડતી મૂકીને બીજી ભેંસોને ઉતાવળે દૂર હાંકી ગયા. પેલા ભરવાડને ઘણું વાગ્યું હતું તેથી તે ધીમે ધીમે માંડમાંડ ગામ ભેગો થયો ને બધાને બનેલી હકીકત કહી. એટલે ગામમાંથી ઘોડેસ્વારો કેટલેક દૂર ગયા પણ ત્યાં સુધીમાં તો ભેંસો ઘણે દૂર પહોંચાડી દીધેલી તેથી ઘોડેસ્વાર પાછા આવ્યા. ફકત આ પગ ભાંગલી ભેંસ ધીમે ધીમે ગામ તરફ ચાલી આવતી હતી તે સાંજે ગામમાં પેઠી. પેલા ભગવદીયનું વચન અહિં બધાંને યાદ આવ્યું. કણબી પણ પોતાની ભેંસ ઘરે આવી જોઈ ખુશ થયો ને ભગવદીયના વચનનાં વખાણ કરવા લાગ્યો.

આ ગામના રાજા ચંદ્રસિંહનો એકનો એક કુંવર ગુજરી ગયો ત્યારે રાજાને મનમાં ચિંતા થઈ કે પેલા ભગવદીય આવશે અને કહેશે કે “પ્રભુ જે કરે તે સારૂં કરે છે” તો એ વચન મારાથી શી રીતે સહન થશે, તે વખતે મને ક્રોધ ચડશે તો તેજ વખતે કદાચ મારા હાથે બ્રહ્મહત્યા થશે. રાજાએ તેજ વખતે ચાર માણસોને

કહીને મોકલ્યા કે તે બ્રાહ્મણ જ્યાં હોય ત્યાંથી પરભાર્યો પકડી મારા રાજ્યની બહાર મુકી આવો ને છ માસ સુધી આ રાજ્યમાં આવે નહિ તેવો બંદોબસ્ત કરશો. તે ભગવદીય ઘરે નહોતા, નહાવા ગયા હતા તેથી તે જ્યાં રોજ નહાવા જતા ત્યાં તે માણસો ગયા, પણ દૈવઇચ્છાથી તે ભગવદીય આજે બીજે ઘણે દૂર નહાવા ગયેલા જેથી તે માણસોને મળ્યા નહિ, તે જ્યારે નાહીને ઘરે પાછા આવ્યા ત્યારે તેમને કોઇએ બધી હકીકતથી વાકેફ કર્યા. તેજ વખતે પોતાના સેવ્યસ્વરૂપની ઝાંખી માથે પધરાવી પોતાની સ્ત્રી સહિત બીજે કેટલેક દૂર એક નગરમાં રહેવા ગયા.

થોડા દિવસ પછી એક મોટા રાજાએ પોતાના નગરમાં મોટું જલાશય ખોદાવ્યું, પણ તેમાં જળ આવે નહિ. ત્યારે જોષીઓને બોલાવી તેનો ઉપાય કરવા રાજાએ કહ્યું: ત્યારે બધા જોષીઓએ એકમત થઇ કહ્યું કે કોઇ બત્રીસા (બત્રીસ લક્ષણવાળા પુરૂષ) નો આ જલાશયમાં ભોગ આપો તો પાણી આવે. તજવીજ કરતાં તે ચંદ્રસિંહ નામે રાજા જ બત્રીસ લક્ષણો છે એમ જણાવવામાં આવતાં તે રાજા આ જલાશય બનાવનાર મહારાજાનો ખંડિયો રાજા હતો તેને પોતાના દરબારમાં મળવા તેડાવ્યો. પછી આ જલાશયમાં યજ્ઞકુંડ બનાવી યજ્ઞનો આરંભ કર્યો. પેલા

ભગવદીય એજ નગરમાં આવી રહ્યા હતા; તેમને આ વાતની ખબર પડવાથી તેઓ આ યજ્ઞકુંડ પાસે આવ્યા. તે વખતે ચંદ્રસિંહને તે કુંડમાં હોમવાની તૈયારી થઈ રહી હતી. તે વખતે તે નગરનો મહારાજા, કારભારી વગેરે પણ હાજર હતા. તે બધાની રૂબરૂ આ ભગવદીએ બ્રાહ્મણોને કહ્યું કે જેનો ભોગ આપવા તમે નિશ્ચય કર્યો છે અને તેને હોમવાની તૈયારી કરો છો તે બત્રીસ લક્ષણયુક્ત છે કે નહિ તેની ખાત્રી કર્યા વગર જ સાહસ કરશો તેમાં તમારૂં કામ થશે નહિ, ને નાહક તમો બધાની, ખોટો યજ્ઞ કર્યા બાબત ફજેતી થશે અને યજ્ઞ કરાવનાર આ રાજાના પુન્યનો ક્ષય થશે. તજવીજ કરતાં ૩૧ લક્ષણ તો મળ્યાં, પણ પુત્ર રહિત હોવાથી ૩૨ મું લક્ષણ મળ્યું નહિ, જેથી તેને હોમવાનું બંધ રહ્યું. યજ્ઞ નકામો થવા જેવું થયું ને બધા વિમાસણમાં પડયા. ત્યારે આ દયાળુ ભગવદીએ કહ્યું:–અફસોસ શું કામ કરો છો, તમારે આ જલાશયમાં પાણી જોઈએ છે કે બીજું? એમ કહી તે ચંદ્રસિંહની એક આંગળીમાં લગાર છેહ દેવરાવી લોહી તે યજ્ઞમાં છાંટવા કહ્યું. તેમ કરતાં તરત તે કુંડમાંથી પાણીનો મોટો ધોધ છુટયો ને થોડીવારમાં તે જલાશય ભરાયું. રાજા ચંદ્રસિંહે તે ભગવદીયને ઓળખ્યો ને પોતાના તેમના પ્રત્યે થએલા અપરાધની યાદ આવતાં તેમને પગે પડી ડસકા ભરી ભરી ખૂબ રડવા લાગ્યો.

ભગવદીએ તેમને આશ્વાસન આપી શાંત કર્યા. રાજા ચંદ્રસિંહ ઘણા કાલાવાલા કરી તેમને પોતાના ગામમાં પાછા પધરાવી ગયો. ગામના બધા લોક ઘણા ખુશ થયા ને બધાની વિશેષ ખાત્રી થઈ કે પ્રભુ જે કરે છે તે ભલું જ કરે છે.

પ્રભુદાસનું આ વાત સાંભળી મન પીગળી ગયું ને થોડીવાર સુધી એકચિત્તે વિચારમાં બેસી રહ્યો. પછી પાછા વળવાનો વખત થઈ જતાં ઘર તરફ વળ્યા.

---

## દિવસ ૧૨ મો.

---

પ્રેમદાસ—પ્રભુદાસ, મને લાગે છે કે તમને શ્રીમદાચાર્યજી પ્રત્યે અને તેમણે પ્રકટ કરેલ પુષ્ટિમાર્ગ પ્રત્યે શ્રદ્ધા ઉત્પન્ન થઇ છે. હવે તે શ્રદ્ધાને પોષણ મળે તે માટે તમારે સતત્ પ્રયત્ન કરવો તો જોઇએ. હાલ તમો વિદ્યાર્થી અવસ્થામાં છો જેથી તમારાથી વિશેષ તો બને નહિ, પરંતુ નીચે પ્રમાણે તમે કરશો તો તમારા ચાલતા અભ્યાસમાં વાંધો ન આવતાં તમે ધર્મ સંબંધી બાબતમાં પણ શિથિલ નહિ થતાં કાંઈક નવીન જ્ઞાન મેળવશો.

પ્રભુદાસ—મારી પણ એજ વિનતિ છે. હું ધારૂં છું કે શ્રીમદાચાર્યજીના ઉદ્દેશ પ્રમાણેના શુદ્ધ નિર્મળ પુષ્ટિમાર્ગમાં મને ખરી શ્રદ્ધા થઇ છે, માટે મને તેનું ખરૂં જ્ઞાન થાય અને ભવિષ્યમાં પણ કોઈ જાતની ભ્રમણા ન થાય તે રસ્તો બતાવશો. જેથી મારા ભાવની વૃદ્ધિ થાય અને આજુબાજુના સંજોગો મને બાધા ન કરે.

પ્રેમદાસ—તમારે કેટલા વાગે ઉઠવાની ટેવ છે અને રાત્રે સુતા સુધી તમો શું શું કામમાં વખત ગાળો છો?

પ્રભુદાસ—હું રોજ સવારમાં ૫ પાંચ વાગે ઉઠું છું, ઉઠી શૌચકર્મ કરી છ વાગ્યા સુધીમાં નાહી ધોઈ પરવારૂં છું. તે પછી મારો સ્કુલનો અભ્યાસ કરૂં છું. ૮ વાગ્યા સુધી તે કામમાં રોકાઇ મારા સહાધ્યાયીને ત્યાં જાઉં છું ને ત્યાં ગણિત વગેરે વિષયોમાં ૧૦ વાગ્યા સુધી રોકાઉં છું. પછી ઘેર આવી ભોજન કરૂં છું. પછી સ્કુલમાં જાઉં છું. ત્યાંથી ૫ વાગે છુટી થતાં ઘરે આવું છું. પછી સહાધ્યાયીઓ સાથે બહાર ફરવા જાઉં છું. ત્યાંથી ૮ વાગે આવી ૯ વાગ્યા સુધીમાં વિચાર કરી બે ઘડી ભાઈ બેન ભત્રીજાઓ સાથે આનંદની વાતોમાં વખત નિર્ગમન કરી ૧૦ વાગ્યાના સુમારે મારો સ્કુલનો અભ્યાસ

વાંચવાનો કે વિચારવાનો હોય તે વાંચું વિચારૂં છું. ૧૧ વાગે સુઇ જાઉં છું. આ પ્રમાણે મારી હકીકત છે.

પ્રેમદાસ—સવારમાં નાહ્યા પછી ફક્ત અડધો કલાક પુષ્ટિમાર્ગીય ગ્રંથો વિચારવાનું રાખો. તેટલો વખત બીજા કાર્યમાંથી બચાવવાની જરૂર છે. તેમજ રાત્રે સૂતા પહેલાં પણ અડધો કલાક તે ગ્રંથોને વિચારો; જેથી રાત્રે ઉંઘમાં સ્વપ્નઅવસ્થામાં પ્રભુ સંબંધીમાં મન દોરવાય. હાલ તો એ રીતે એક કલાક આ કાર્ય માટે રાખવા મારી ભલામણ છે.

પ્રભુદાસ—પૂર્ણ ભાવસહિત મારે આપની આજ્ઞા માન્ય છે. કયા કયા ગ્રંથો વાંચવા આપ મને આજ્ઞા આપો છો, અને તે તે ગ્રંથો કયાં મળી શકશે તે જણાવશો.

પ્રેમદાસ—તમે સંસ્કૃત ભાષા સાધારણ રીતે જાણો છો પરંતુ હાલ ફક્ત સંસ્કૃત ગ્રંથોપરથીજ તમે રહસ્ય સમજી શકશો નહિ. ઘણા ગ્રંથોનું ગુજરાતી વિવરણ પણ થયું છે. પણ તેમાં અડચણ એ છે જે–બી. એ. અને એમ. એ. ની ડીગ્રી મેળવેલા વિદ્વાનોએ ગુજરાતીમાં જે ભાષાંતર અથવા ભાવાર્થ લખેલ છે તે ભાષા નવીન અભ્યાસ કરનારને કઠિણ પડે તેવી છે, અને બીજાઓએ ગુજરાતીમાં જે

ભાવાર્થ લખ્યો છે તેઓએ મૂળ શ્લોકની બહાર જઇ કેટલેક ઠેકાણે મનસ્વી રીતે લખેલ છે. જેથી નવીન અભ્યાસીઓને બંને રીતના પુષ્ટિમાર્ગીય ગ્રંથો વાંચવામાં મુશ્કેલી નડે છે. તે બધા પર વિચાર કરી હાલ તો હું તમને નીચે પ્રમાણેના ગ્રંથો વાંચવાની ભલામણ કરૂં છું.

(૧) આ નિબંધ નામે ગ્રંથ શ્રીમદાચાર્યકૃત સંસ્કૃત ગ્રંથ તમને આપું છું. તેમાંથી સર્વનિર્ણયપ્રકરણ પૈકી ભક્તિપ્રકરણ વાંચવા ભલામણ કરૂં છું. ગ્રંથમાંથી શાસ્ત્રાર્થ પ્રકરણ અને સર્વનિર્ણયપ્રકરણનો બાકીનો ભાગ પણ નવરાશે વાંચશો તો તેમાં પણ તમને કાંઇક કાંઇક સમજાશે. મૂળ શ્લોકો પર વિવરણ પણ શ્રીમદાચાર્યજીએજ કરેલ છે. તમે શ્રીમદ્‌ભાગવત એકે વખત વાંચેલ નહિ હોય, જેથી આ નિબંધ મધ્યેનું તે પ્રકરણ તમારાથી સમજાશે નહિ માટે હાલ તે વાંચશો નહિ. આ નિબંધ ગ્રંથ આખી જીંદગી સુધી વારંવાર મનન કરવાની દરેક વૈષ્ણવને ખાસ જરૂર છે.

(૨) ષોડશ ગ્રંથો નામે નાના નાના પ્રકરણ ગ્રંથો શ્રીમદાચાર્યજીકૃત છે તે ગુજરાતીમાં સહેલા ભાવાર્થવાળી ટીકા વગર તમારાથી સમજાય તેમ નથી. ધંધુકા પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય તરફથી બહાર પડેલ તેવા ગ્રંથ

બધા તેવા સર્વ ગ્રંથોમાં અભ્યાસીઓને વધારે સુતર પડે તેવો છે તે પણ તમને આપું છું, તે વારંવાર વિચારશો.

( ૩ ) શ્રી મહાચાર્યજીના ભક્તો પૈકી ૮૪ વૈષ્ણવોની વાર્તાવલિ એ નામે ગ્રંથ શ્રીમહાચાર્યજીના પૌત્ર શ્રીમદ્ ગોકુળનાથજીએ પ્રસંગે પ્રસંગે ભક્તસમાજમાં કહી સંભળાવેલી વાર્તાનો સમુહ છે, તે મનન કરવા યોગ્ય છે. મારી પાસે તેની એક પ્રાચીન લખેલ પ્રત છે તે વાંચવા તમને આપું છું.

આ ત્રણે ગ્રંથો સાચવીને રાખશો અને કોઈ પ્રસંગે અશૌચ સ્થિતિમાં તેનો સ્પર્શ કરશો નહિ

પ્રભુદાસ--મારા ઘરમાં વડવાના વખતથીજ જાજરૂમાં જઈ નાહ્યા વગર અન્ય વસ્તુઓને સ્પર્શ કરવાની બંધી જ છે, તે પ્રમાણે વર્તન અમો સર્વનું ચાલુ જ છે. આ ગ્રંથોને મારા આભરણરૂપ સમજી સાચવીશ. એક કોરા કપડામાં લપેટી કોઇ ન અડે તેમ એકાંતમાં તેમને પધરાવીશ.

પ્રેમદાસ---આ ગ્રંથોના અભ્યાસથી તમારી વિશેષ ખાત્રી થશે કે આ જગતમાં જેટલા સુધારકો અને જેટલા મહાન શિક્ષકો થયા છે તે સર્વમાં શ્રીમહાચાર્યજી અગ્રસ્થાને મુખ્ય સુધારક અને મહાન શિક્ષક તરીકે બિરાજે છે. આ ગ્રંથો વાંચવાથી તમારી ખાત્રી થશે

કે-(૧) કર્મમાર્ગમાં પાછલા કાળમાં સકામવૃત્તિના પરિણામથી અનેક દેવદેવીઓની ઉપાસના, અને તેમના વ્રત અને જપ વગેરેમાં પ્રજાને ઘણા પ્રકારના ધૂર્તોથી ગુંચવી નાંખવામાં આવેલી હતી તેમાંથી દેવીજીવોનો ઉદ્ધાર કરી ફક્ત એક જગત્કર્તા પ્રભુને જ નિષ્કામવૃત્તિથી ભજવાનો માર્ગ બતાવ્યો.

(૨) કર્મમાર્ગીય અને શુષ્કજ્ઞાન માર્ગીય નેતાઓએ પાછલા વખતમાં સ્ત્રી અને શુદ્રો વગેરેના મોક્ષના દરવાજા બંધ કરી પોતામાં જ યોજ્યા હતા. તેઓને તે મહાન ઘોર બંદીખાનામાંથી મુક્ત કરાવી, ભક્તિમાર્ગમાં તેમને સમાન ગણી-ગણાવી મોક્ષના માર્ગે તેમને દોર્યા; એટલુંજ નહિ પણ ભક્તિમાર્ગમાં દ્વિજો કરતાં તેઓ વધારે સરલતાથી પ્રભુ સમીપ જઇ શકે છે એમ બતાવી પોતાનું તદ્દન નિરપેક્ષપણું અને અતિકારુણિકપણાનું દર્શન કરાવ્યું.

(૩) ચાર આશ્રમમાં ગૃહસ્થાશ્રમ સર્વથી શ્રેષ્ઠ છતાં પાછલા વખતમાં તેમનામાં વિદ્યાપરની અભિરૂચિ ઘટવાથી વેશધારી સંન્યાસીઓની પ્રપંચજાળમાં ફસાઇ જવાથી ગૃહસ્થાશ્રમીઓમાં ભીરુતા થઇ ગઇ હતી તેમને પોતાના આશ્રમનું શ્રેષ્ટપણાનું ભાન કરાવી જાગ્રત કર્યા. આ વગેરે ધર્મને ખરે રસ્તે દોરવનાર-જે જે સુધારાની જરૂર જણાઇ તે તે તમામ બાબતો આપશ્રીએ આદર્શરૂપે બતાવી આપી છે એવું તમને સરળતાથી જણાશે.

આજે આપણો આ બીજો પ્રસંગ પૂરો થાય છે. આવતી કાલે મારે જવાનું છે. જો પ્રભુ ઈચ્છાથી આપણે ભેગા થઈશું તો હવે પછીના પ્રસંગે ત્રિદોષ—એ વિષય પર આપણે વાતચીત કરીશું. આ વિષય જાણ્યા પછી તમને હાલના પુષ્ટિમાર્ગમાં ગણાતા જનસમુદાયમાંની કેટલીક વ્યકિતઓનાં આચરણ વગેરે જોઈ જે કાંઈ અવશેષ મોહ રહ્યો હશે તે તમામ નિકળી જશે, અને પુષ્ટિમાર્ગનું ખરૂં સ્વરૂપ જાણવામાં જે જે આવરણ આડાં આવતાં હશે, તેનો નાશ થશે.

આ પહેલો અને બીજો પ્રસંગ જે જે ભાઈબેનોના વાંચવામાં આવે તે સર્વે શ્રીમહાચાર્યજીના ઉદ્દેશને અનુસરવામાં પ્રવૃત્ત થાઓ એમ ઇચ્છી આ બીજો પ્રસંગ સંપૂર્ણ કરવા રજા લઉં છું.

॥ प्रभुः निजेच्छातः करिष्यति ॥



